

કૃષ્ણભક્ત.

# નરસીંહ મહેતા

# નોવેલ.

છપાવી પ્રસિદ્ધ કર્તા

મંગળદાસ એમતારામ શાહ. બુકસેલર.

ઠે: રીચી રોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.



શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. વાડીલાલ
નાથાલાલે છાપ્યો. રીચી રોડ—અમદાવાદ.

રૂ. ૦—૧૨—૦.





કૃષ્ણભક્ત.

# નરસીંહ મહેતા
# નોવેલ.

લખનાર

કવી ભીમરાવ માધવલાલ.

શેઠ મહાદેવ રામચંદ્રની પરવાનગીથી
છપાવી પ્રસિદ્ધ કર્તા
મંગળદાસ અમૃતારામ શાહ. બુકસેલર.
ઠે૦ રીચી રોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.



શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. વાડીલાલ
નાથાલાલે છાપ્યો. રીચી રોડ—અમદાવાદ.

રૂ. ૦—૧૨—૦.

# જાહેર ખબર.



બુકસેલર મંગળદાસ બોધતારામના પુસ્તકાલયમાં
વેચાતાં પુસ્તકોની યાદીઃ—

| | | |
|---|---|---|
| ચતુર સુંદર ( બાર ભાગ ) | કિંમત | ૦—૧૨—૦ |
| હોથલ પદમણી | ,, | ૦—૧૨—૦ |
| જેસલ જરાર | ,, | ૦—૧૨—૦ |
| બારઅમણી | ,, | ૦—૮—૦ |
| ભજનસાગર | ,, | ૦—૮—૦ |
| સુંદર કામદાર | ,, | ૦—૮—૦ |
| સદેવંત સાવળી | ,, | ૦—૮—૦ |
| કાનો કુંભાર | ,, | ૦—૮—૦ |
| નરસીંહ મેહેતો | ,, | ૦—૧૨—૦ |

એ સિવાય તમામ જાતનાં પુસ્તકો છપાવનાર
તેમજ કિફાયત ભાવે વેચનાર—

મંગળદાસ બોધતારામ શાહ બુકસેલર.
રીલીફરોડ—અમદાવાદ.

ॐ श्रीं तत्सत् ।

# -નરસીંહ મેહેતો-

## નૉવેલ.



। अथ मंगलम् ।

यत्सर्वंशास्त्रसिद्धांतो यत्सर्वं हृदयानुगम् ।
यत्सर्वं सर्वगं सार्वंयत्त यत्सदसौस्थितः ।
( योगावासिष्ठम् )



## પ્રકરણ ૧ લું.

### ઇષ્ટ સંકેત.

સમગ્ર વિશ્વના પાલક અને સ્થિતિસ્થાપક સર્વ-વ્યાપ્ત પરમાત્માના અનુગ્રહથી સત્પુરૂષોના રક્ષણાર્થે અને ધર્મના સ્થાપનાર્થે આ વિશ્વમંડલ ઉપર અવતારિક લિલા વિગ્રહતનુઓ ઉત્પન્ન થઇ અનેક પ્રાણીઓનું સમુદ્ધરણ કરી ઇષ્ટ સંકેતાનુસાર પરિણામે પરમપદે સમાય છે એ શ્રી સદ્‌ગુરૂ અને સત્શાસ્ત્રના વચનો અંતરમાં અનુભવ કરતા કરતા એક તત્વવિદ્

સિદ્ધ પુરૂષ પાસેના ગિરનારમાંથી નીકળી સૌરાષ્ટ્રની રાજધાનિ જુનાગઢ શહેર તરફ ચાલ્યા આવતા હતા. તેમનો ચેહેરો ભવ્ય અને મોભાદાર હતો. તેમની મુખાકૃતિ અતિ સુંદર હતી. તેમના મુખ ઉપર બ્રહ્મતેજ એવું તો છવાઈ રહ્યું હતું કે સૂર્ય પણ અંજાઇ પડી જાય. શરીર કદાવર અને પંચકેશયુક્ત હતું. આવા પ્રચંડ યોગી મહાત્મા ઇષ્ટ સંકેતનો વિચાર કરતા કરતા જુનાગઢમાં આવ્યા અને એક શંકરના મંદિરમાં જઈ તેમણે આસન રચ્યું. આજે સંવત ૧૫૧૧ ના ફાલ્ગુન શુકલપક્ષ પંચમીનો રળીયામણો દિવસ હતો. વસંતના વાયુથી નગર મ્હેકી રહ્યું હતું. ગુલાલ તથા ખજુરીની તૈયારીઓ થઇ રહી હતી. હોરીઓ ગવાઇ રહી હતી. જુનાગઢના નાગરો પીચકારી અને રંગઇ લઈ હોરી ખેલવાને તત્પર થઇ રહ્યા હતા. આ વખતે જુનાગઢની ગાદિએ માંડલિક રાજા રાજ્ય કરતો હતો, જેથી તેના દરબારમાં પણ હોરીના રંગ રાગની તૈયારીઓ થઈ રહી હતી. રાજ દરબારમાં નોકર વર્ગનો ઘણો ભાગ નાગર જ્ઞાતિનો હતો. દીવાન પણ નાગર અને ગામનો મેહેતો પણ નાગરજ હતો. રાજા માંડલિક નાગરનીજ સલાહથી ચાલતો; આ સમયમાં દિલ્હીના તખ્ત ઉપર હુમાયુ બાદશાહ સાર્વભૌમ ચક્રવર્તિ ગણાતો હતો. તેની સાથે પણ નાગરો દ્વારાજ રાજ્યકાર્યનાં કામોનો વ્યવહાર

ચાલતો. આથી જુનાગઢમાં જ્યાં ત્યાં નાગરના કાર-કારભાર સિવાય અન્ય કશુંજ જણાતું નહતું. આ સમયે જુનાગઢનું રાજ્ય માત્ર શેહેનશાહ હુમાયુને ખંડણી ભરતું બાકી રાજ્યના તમામ હક સ્વતંત્ર-પણે ભોગવતું હતું. એટલે બીજી બધી ન્યાત કરતાં નાગરની ન્યાત સર્વ તેહેવારો રૂડી રીતે પાળતી હતી. જેથી આજે હોરીની તૈયારીની સાથે વસં-તની બહાર શાહેરમાં છવાઈ રહી હતી. આશરે ત્રીજા પ્રહરનો સમય થવા આવ્યો હતો, અને શાહેરની મધ્યમાં આવેલા સુંદર નાગરોના હાટકેશ્વર મહાદેવના શિવાલયમાં મહાદેવની આસપાસ આવેલી ફરતી પડાળીમાં જઈ આ સિદ્ધ પુરૂષે મુકામ નાંખ્યો હતો. તેમની પાસે એક વ્યાઘ્રાંબર તથા એક તુંબિ પાત્ર, સિવાય અન્ય કશું જ નહતું. શરીરે માત્ર પગ સુધીની એક ભગવી કફની પ્હેરી હતી. પગમાં પાદુકા અને હાથમાં પવનપાવડી સિવાય અન્ય કંઇ જણાતું નહતું. તે સત્પુરૂષ વ્યાઘ્રાંબર પાથરી પદ્માસન મારી બેઠા હતા. થોડી વાર થઈ એટલે હાટકેશ્વરનાં નિયમીત દર્શન કર-નાર પૈકીની ચાર ડોશીઓ જેમાં એકની પાસે છોકરો હતો તેમણે આવી મહાદેવનાં દર્શન કરી પાછા વળતાં પેલા મહાત્માને જોયા એટલે તે સૌ મહાત્માઓ પાસે આવીને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરી બેઠી. એક ડોશી બીલકુલ વાંકી વળી ગઇ હતી, એક આંખે કાણી હતી, એક બીલકુલ બ્હેરી હતી

અને ચોથી ડોશીની કેડમાં એક આઠ વર્ષનું નિર્દોષ બાળક હતું. આ ચારે ડોશીઓ પેલા સિદ્ધ પુરૂષ પાસે બેઠી. પેહેલી ડોશીએ કહ્યું "મહારાજ આપજી આપ મોટા તપસ્વી પુરૂષ છો તો હું આ કમર-માંથી વાંકી વળી ગઇછું તેનો કંઈ ઉપાય બતાવો?" બીજી ડોશી બોલી "બાપજી મારી આ એક આંખ ગઇછે તે કોઇ રીતે પાછી આવે ને બરાબર દેખાય તેનો ઇલાજ હોય તો બતાવા કૃપા કરો." ત્રીજી ડોશી કેહેવા લાગી, મહારાજ હું જન્મથી બેહેરી છું તો કોઇ પ્રકારે બ્હેરાશ મટી જાય અને સર્વ સાંભળી શકું તેવો ઉપાય હોય તો દેખાડો? ચોથી ડોશી કે જેનું નામ જયકુવરમા હતું અને જેની પાસે પેલું આઠ વર્ષનું નિર્દોષ બાળક હતું તેણે કહ્યું "હે મહાત્મન્ આ મારા દીકરાનો દીકરો છે અને તે આઠ વર્ષનો થવા આવ્યો છે પણ તે એક અક્ષર બોલતો નથી. મેહેલામાં અને આખા જુનાગઢમાં તેને સહુ કોઇ બોબડો બોબડો કહી બોલાવે છે. અમારી નાગરિ ન્યાતમાં તે બોબડાની સંજ્ઞાથી ઓળખાય છે. માટે તેની વાચા ખુલે અને બોલતો થાય તેવો ઉપાય હોય તો દર્શાવા અનુ-ગ્રહ કરો." આ પમાણે ચારે ડોશીઓનું બોલવું શ્રવણ કરી પેલા સિદ્ધ પુરૂષે પેહેલી ડોશીને કેડે હાથ ફેરવ્યો એટલે તરત સિધી બની ગઇ. બીજીની આંખે હાથ ફેરવ્યો એટલે દેખતી બની ગઈ. ત્રીજીને કાને હાથ ફેરવ્યો એટલે તેને શ્રવણ-શક્તિ પ્રાપ્ત

ગઇ. અને ચોથી ડોશીના પેલા આઠ વર્ષના બાળકને હાથે ઝાલી પોતાની પાસે બેસારી તેના ઉપર થોડીક વાર માર્જન કરી પશ્ચાત જેના જમણા કાનમાં ધીરે રહી પું'ક મારી કહેવા લાગ્યા "બચ્ચા રાધા કૃષ્ણ કહો રાધા કૃષ્ણ" એટલે તે બાળકે તરત રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ એવો ઉચ્ચાર કર્યો જે સાંભળી જયકુંવરમા અતિ પ્રસન્ન થઇ મહારાજને વારંવાર આલિંગ કરવા લાગી અને પોતાને ઘેર પધરામણી કરવા અતિ આગ્રહ કરવા લાગી. મહારાજે કહ્યું "માઇ તુમ પૂર્વ રચિત સંકેતસે આ ગઇ હય ઔર તેરે લડકેકી પીડા દુર હુઇ ઐસા જાનકે અબ ચલી જા હમ વિરક્ત લોકબસ્તિમેં નહિં પ્રગટ હોતે હય. જા માઇ જા કૃષ્ણકા ભજન કર સબ કુછ અચ્છા હોગા. જા અબ યે લડકેકી શાદી હો જાયગી ઔર તેરી ઉમેદ ફલિભૂત હો જાયગી. હમ અબ ગીરનારકો ચલે જાયંગે. એમ કહી પેલા સિદ્ધ પુરૂષે તો ઉઠી ચાલવા માંડયું. ડોશીઓ જોતી ને જોતી રહી ને સત્વર તે મહાત્મા થોડે સુધી દુર જઈ પશ્ચાત અલોપ થઇ ગયા. ત્યારે ડોશીઓ આશ્ચર્ય પામી તે મહાત્માનાં અત્યંત વખાણ કરતી પોતપોતાને ઘેર ગઇ. ઘેર જઇ તેઓએ પોતપોતાના દીકરા અને દીકરીઓને બનેલી વાત કહી, જેથી તે મહાત્માની ખોળમાં તેઓના ઘરનાઓ, શહેરમાં અને શહેર બહાર પાંચ પાંચ કોષની હદમાં ફર્યા પણ તે સિદ્ધ પુરૂષનો પતો લાગ્યો નહિં. છેવટે

સર્વે ડોશીઓ અને તેના ઘરના માણસો થાકીને બેઠા; પેલી ચોથી ડોશી જયકુંવરમાએ પેલા પોતાના દીકરાના આઠ વર્ષના બાળકને નવમું વર્ષ બેઠું એટલે પોતાની નાગરિ ન્યાતમાં ઉચ્ચ કુળની એક સુંદર કન્યા જોઈ તેની જોડે તેનાં લગ્ન કરી દીધાં. આ ડોશીનો પુત્ર મરી ગયો હતો પણ તે મરનાર દીકરાને બે દીકરા હતા. એક મોટો પચીશ વર્ષનો હતો અને બીજો આ નવ વર્ષનો હતો. મોટાનું નામ વણસિધર હતું અને તે રાજા માંડલિકના દરબારમાં સો કોરીને દરમાયે થાણદારની પદવી ઉપર હતો જેથી ઘેર ચાકર નફર અને વાહનાદિનું સુખ સારૂં હતું તેની સ્રીનું નામ દુરિતગવરી હતું. તેને પોતાના પતિ વણસિધરની થાણદારીના અમલનું ઘણું મિથ્યાભિમાન હતું, જેની તેની સાથે પડોશમાં પણ બાઝતી અને ધણી ઘેર આવે ત્યારે જુઠું જુઠું કહી સર્વ સાથે મોહોલ્લામાં અને ન્યાત જાતમાં કુસંપ કરાવતી. પછી પેલા નવ વર્ષના પોતાના દીયરનાં પણ હરરોજ ખોતરણાં કાઢી પોતાના ધણી પાસે ખીજાવતી વા જયકુંવરમા જો ઘરમાં ન હોય તો ચોદમા રતનનો સ્વાદ પણ પેલા બાળકને ચખાડતી. વણસિધર સ્રીવશ અને માયાગ્રસ્ત પુરૂષ હતો, જેથી નિરંતર સ્રીની મતિથીજ ચાલતો હતો. કેમ જે બધી ન્યાતો કરતાં નાગરી ન્યાતમાં ઘરોમાં પુરૂષો કરતાં સ્રીઓનું ચલણ વિશેષ હોય છે એ નિયમાનુસાર વણસિધરના ઘરમાં સ્રીની સલાહ

સિવાય એક ડગલું પણ કોઈ ભરી શકતું નહોતું.

મારા પ્રિય મુમુક્ષુ વાંચકવૃંદ, એ નવ વર્ષના આ વણસિધર મહેતાના લઘુ બંધુ તેજ આપણી વાર્ત્તાના નાયક ભક્તશિરોમણિ નરસિંહમહેતા હતા; અને પેલા તેમના કાનમાં રાધામંત્રનો ઈષ્ટમંત્ર આપી તેમની આઠ વર્ષની વયે વાચા ઉઘાડનાર સિદ્ધ પુરૂષ તે શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ હતા. નરસિંહ બાળકને ગુરૂદિક્ષા આપવા નિમિતે સંતનું રૂપ લેઈ સંકેતાનુસાર આવ્યા હતા અને ઇષ્ટમંત્ર આપી તરતજ પાછા અંતરધ્યાન થઈ ગયા હતા. તે વાતને એક વર્ષ અત્યારે વિતી ગયું હતું. અને નરસિંહ મેહેતાનાં લગ્ન પણ તેમના પિતાની માતુશ્રીએ આ વખતે કરી દીધાં હતાં. તેમની સ્ત્રીને પણ વણસિધરે પરણાવી પોતાને ઘેરજ રાખી હતી; કારણકે નરસિંહ મેહેતાના શ્વસુરપક્ષમાં એક પણ માણસ તે કન્યાને ઉછેરે તેવું કોઈ રહ્યું ન હતું. માત્ર જેમ તેમ કરી તે કન્યાના કાકાએ તેનાં માત્ર લગ્ન કરી આપ્યાં હતાં. તે કન્યાનું નામ માણેકગવરિ હતું. નાગરી ન્યાતને છાજતી સૌંદર્યતાએ, રૂપલાવણ્યતાએ અને કોમળતાએ તેનામાં સ્વાભાવિક રીતે નિવાસ કર્યો હતો. આ પવિત્ર દંપતિનું લગ્ન થયું તે વખતે માણેકગવરિની ઉમર સાત વર્ષની હતી અને આપણા ભક્ત શિરોમણિ નરસિંહરામની વય નવ વર્ષની હતી. તેમના મોટા ભાઈ વણસિધરે નરસિંહરામને ભણાવી ગણાવી વિદ્વાન કરવા

ઘણાએ પ્રયત્ન કર્યો છતાં રાધાકૃષ્ણ સિવાય અન્ય બાબત તેઓ છેક પંદર વર્ષના થયા ત્યાં સુધી શીખ્યાજ ન હતા. જેથી વણુસિંધરે પોતાના ઘોડાની નોકરી કરવાના, ઢોરો માટે જંગલમાં જઈ ઘાસના ભારા કાપી લાવવાના, તથા એવા બીજા ચાકર નફરના કામમાં તેમને મુકયા હતા. જેથી ઢોર ઢાંખરની સેવામાં અને રાધા કૃષ્ણના રટણમાં પોતાનો સઘળો સમય વ્યતિત કરવા લાગ્યા. એમ કરતાં મેહેતાજીને જ્યાં સોળમું વર્ષ બેઠું એટલે તેમની પત્નિ માણેકગવરિએ એક કન્યારત્નનો જન્મ આપ્યો. અને તેનું નામ કુંવરબાઈ પાડયું. ડોશીએ તો દીકરાના દીકરાને ઘેર દીકરી જન્મી એ હરખથી, મેહેલ્લામાં સગાં સહોદરમાં અને ન્યાતજાતમાં સાકર વેહેચાવી અને અતિ હર્ષભેર તે કન્યારત્નને લાલનપાલનથી ઉછેરવા લાગી. કુંવરબાઇ ઉછરીને એમ કરતાં બે વર્ષની થઇ એટલે માણેકબાઇએ પૂત્રનો જન્મ આપ્યો. એટલે તેનું નામ ડોશીએ શામળશા પાડયું અને પુત્રોત્સવ તથા સઘળું જાતકર્મ કરી ન્યાતના ગોર અને અન્ય બ્રાહ્મણોને દક્ષિણા આપી સંતોષ પમાડ્યા. આ પ્રમાણે મેહેતાજીને આશરે ઓગણીશ વીશ વર્ષની વયે બે બાળકોની પ્રજા થઇ હતી. આ વખતે ડોશી જયકુંવરમા છેકજ વયોવૃદ્ધ થઇ ગયાં હતાં. અત્યારે તેમની ઉમર આશરે પંચાણું વર્ષની થવા આવી હતી. આવું છેક વૃદ્ધ શરીર

છતાં પરમાત્માની કૃપાથી તે આંખે દેખી શકતાં તથા કાને સાંભળી શકતાં હતાં. માત્ર દાંત ગયા હતા અને કેશ સઘળા શ્વેત થયા હતા. જો કે કમરમાંથી બેવડાં વળી ગયાં હતાં છતાં પણ હરવાફરવાની શક્તિ રહી હતી જેથી ન્યાતજાતમાં કે સગાં સહોદરમાં તેમજ દ્વારિકાનાથના મંદિરે દરરોજ દર્શન કરવા ગયા વિના રહેતાં ન હતાં. આપણા નરસિંહરામ તથા તેમનાં પત્નિ માણેકગવરિ તેમજ તેણીનાં બે બાળકો પ્રતિ તે ડોશીની ઘણીજ મમતા હતી. જેથી વણુસિધરની પત્નિ દુરિતગવરિના દ્વેષથી કંઇ તેનું વળતું ન હતું. કદાચ દુરિતગવરિ વણુસિધરને ભંભેરી વઢવાડ કરાવવાની ખાતર કાંઇ કારણ આપતી તો સત્વર ડોશી માણેકગવરિનો અને આપણા ભક્ત શિરોમણિ મેહેતાજીનો પક્ષ લેઇ તેણીની જોડે બાઝતી. અને છેવટે તેનેજ ઠપકાને પાત્ર ઠરાવતી. આમ છતાં પણ તે દુરીતગવરિ નામ પ્રમાણે ગુણને ધરાવનારી હોવાથી કર્કશા હતી એટલે દરરોજ ઘરમાં કલહ કરાવ્યા વિના રેહેતી ન હતી. જે દીવસે પોતાનો પતિ વણુસિધર, પોતાના દીયર નરસિંહરામ ઉપર ન ચીડાય અગર તેને ના ખીજે તે દીવસે તેણીને ખાવું પણ ભાવતું ન હતું. જો કે વણુસિધર ભોળા હૃદયનો અને અંદરખાનેથી સત્યાસત્યનો વિચાર કરનાર પુરૂષ હતો જેથી પોતાની સ્રિના દ્વેષી સ્વભાવને તે જાણી રહ્યો હતો. તથા કોઇ કોઇવાર એમ જાણતો કે મારો લઘુ બંધુ નરસિંહરામ પવિત્ર

અને નિર્મળ અંતઃકરણવાળો કેવલ ભોળો અને સાત્વિક પરમ વૈષ્ણવ ભક્ત છે અને નિર્દોષ છે છતાં તે પોતાની સ્ત્રીની દુષ્ટ જીજ્ઞાસાને સંતોષ આપવાની ખાતર નજીવો વાંક કાઢીને પણ મેહેતાજીને ઠપકો આપતો. આથી કરીને કોઈ દિવસ કલેશ વીનાનો જતો ન હતો. આમ કરતાં કન્યા નવ વર્ષની થઈ અને શામળશા સાત વર્ષનો થયો એટલે ડોશીએ વિચાર કર્યો કે "હવે મને સોમું વષ જાય છે જેથી દેહનો ભરોંસો રાખવો યોગ્ય નથી તેમજ આવા મારા પવિત્ર નરસિંહરામને તેની ભાભીએ ન્યાતમાં હલકો અને ઉલેટો પાડયો છે તો તેની દીકરી આ કુંવરબાઇના ઉપર પણ દ્વેષભાવ રાખી તેને ન્યાતમાં ઉભેટી પાડી દેશે તો છોકરીની માટી છે ને કદાચ એમ હલકી પડી જવાથી તેને કોઈ પરણશે નહીં તો તેની માઠી વલે થશે માટે લાવ તેને ન્યાતમાં સરૂ અને સુખી ઘર જોઇ પરણાવી દઉં પશ્ચાત નિરાંતે લાંબે પગે સુઇશ" આવો મન સાથે નિશ્ચય કરી ડોશીએ પોતાના દીકરાના મોટા પુત્ર વણસિધરને કુંવરબાઇના લગ્ન કરી દેવા સંબંધી હકીકત કહી. અને ડોશીની હયાતીમાં કુંવરબાઇને પરણાવી દેવાની વાત વણસિધરે પણ સ્વીકારી જેથી તે ન્યાતમાં વર શોધવાની પ્રવૃત્તિ કરવા લાગ્યો એક તરફ ડોશી ન્યાતના છોકરાઓને એક પછી એક બોલાવી લાયક વર શોધવાને ઇરાદે તેમની વિદ્યાની અને કળાકૌશલ્યની પરિક્ષા કરવા લાગી. બીજી તરફ

કુરિતગવરી જે જે વર ડોશી પાસે આવતો તેને ઘેર જઇ તેના માબાપોને તે કન્યા સાથે તેમના છોકરાને નહીં પરણાવવા માટે સાચુ જુઠું કહી આવતી હતી. છેવટે વણુસિંધરને તથા ડોશીને તો કોઇ વર પસંદ ન પડયો જેથી જુનાગઢની આસપાસના ગામોમાં જયાં પોતાની નાગરિન્યાતનાં ઘરો હતાં ત્યાં વર જોવરાવવા અર્થે ગોરને મોકલ્યો. જેથી ગોરે ભાવનગર પાસે એક તળાજા કરીને ગામ છે ત્યાંના રહીશ વડનગરા નાગર સદ્‌ગૃહસ્થે શ્રીરંગધર મેહેતાના પુત્ર વસંતરાય સાથે કુંવરબાઇનું વેવીશાળ કરી લગ્ન કરવાનું ઠરાવ્યું. ઇષ્ટ સંકેતાનુસાર વેવીશાળ થયું અને લગ્નની પણ તઈયારીઓ વણુસિંધરે સઘળી કરાવી લગ્ન કર્યું. વરનાં માત પિતા પણ લગ્ન કરી સંતોષકારક પહેરામણી લેઈ આનંદ પામ્યાં. ને ડોશીનો તથા મોટાભાઇ વણુસિંધરનો કન્યા પરણાવવાની જોખમદારીનો બોજો માથેથી દુર થયો. અને આપણા ભક્ત શિરોમણી નરસિંહરામની ડોશી (પિતાની માતા) જયકુંવર માને નિરાંત વળી. પશ્ચાત લગ્ન વીત્યાંને આશરે ત્રણ માસ થવા આવ્યા એટલે ડોશી માંદાં પડયાં અને બરાબર સો વર્ષનું આયુ ભોગવી વૈકુંઠવાસિ થયાં. વણુસિંધરે (પિતાની માતુશ્રી) ડોશીમાની સર્વ મર્ણક્રીયા યથાવિધિ કરી આપણી વાર્તાના નાયક ભક્તશિરોમણી નરસિંહ મહેતા તો મોટાભાઇના ઢોર ઢાંખરોની

સેવા કરવામાં, મંદીરોમાં જઇ વૈષ્ણવ સાધુઓથી સત્સંગ કરવામાં અને શ્રીકૃષ્ણના રટણમાંજ સઘળો કાળ વ્યતિત કરતા હતા. ભાભી કર્કશા હોવાથી તેમને ઘરમાં ઘડી પણ જંપવા દેતી નહીં જેથી પોતાના મોટા ભાઇ વણસિધર ઘરમાં હોય ત્યાં સુધીજ મેહેતાજી ઘરમાં રેહેતા અને જ્યારે તેમના ભાઇ રાજ દરબારી કામોની દેખરેખ રાખવા ગામડામાં ફરવા જતા હતા ત્યારે તો મેહેતાજી આખો દાહાડો ને રાત સંત સાધુઓમાંજ રેહેતા હતા. આ પ્રમાણે મેહેતાજીની સ્થિતિ હતી. એક દીવસે તેઓ જંગલમાંથી ઘાસનો ભારો લાવી ઢોરોને નીરી સ્નાન કરી સંધ્યાકાળ પછી જમવા બેઠા એટલે ભાભીએ સવારનો તાઢો બાજરીનો રોટલો તથા બે દીવસની કરેલી વાસી કઢી ખાવાને મુકયાં જેથી મેહેતાજીએ એકલો રોટલો ખાઈ લીધો અને કઢી ખાધા વગર હાથ ધોઈ ઉભા થયા એટલે ભાભીને ક્રોધ ચડયો અને કહેવા લાગી. " છેક ભીખારી સાધુ જેવો તો થઇ ગયો છે અને વળી એવો ખાધાપર છનછનાટ કેવો? એટલું એ બીજી કોઇ ખવરાવે તેવી હોય તો લઇ આવજે હું તો હવે કાલથી રાંધનારી નથી મારે તારૂ કામ નથી, મારા ઘરમાં હવે પગ નહિં. આવવા દે તારા મોટભાઇને એટલે તને શ્રીફળ આપવું છું. હવે તારી બાયડીનાં અને તારાં છોકરાઓનાં વેતરાં કરનારી નથી. " આવાં કઠોર વચનો મેહેતાજી સાંભળી રહ્યા પણ મોટાભાઇ

વણુસિંધરની ગેર હાજરી જાણી બીલકુલ બોલ્યા ચાલ્યા વગર મૌન્ય રહી ઘરમાંથી ચાલતા થયા. એટલે પેલી કર્કશા ભાભી મેહેતાજીની પત્નિ અને પોતાની દેરાણી માણેકગવરિ ઉપર પડી અને છોકરાઓને પણ મારવા લાગી અને એવો તો ક્લેશ મચાવી મુકયો કે આખો મોહોલ્લો ભરાઇ ગયો. એટલામાં મોટાભાઇ વણુસિંધરની સ્વારી ગામડાઓમાંથી આવી પોહોચી એવામાં જયાં તે ઘરમાં પેઠા એટલે તરત પેલી કર્કશા આપણા નરસિંહરામ અને તેમની પત્નિ માણેકગવરી સામે મોટા મોટા ઘાંટા કાઢી ફરિયાદ કરવા મચી પડી. વણુસિંધરે તો સ્ત્રીનો પક્ષ લઇ નરસીંહરામને અતિ તિવ્ર વચન પ્રહારથી ઘરની બહાર કાઢી મુકયા. અત્યારે રાત્રિના બાર વાગવાનો સમય થવા આવ્યો હતો. વૈશાખ માસના શુકલ પક્ષની પૂર્ણીમાનો ચંદ્રમા પોતાની સોળે કળાથી સંપૂર્ણ પ્રકાશી રહ્યો હતો. તે વખતે નરસિંહરામને તેમના મોટા ભાઇ વણુસિંધરે ઘર બહાર કાઢી મુકયા જેથી મોહોલ્લાને નાકે એક ઓટલો હતો તે ઉપર જઇને મહેતાજી બેઠા અને વિચાર કરવા લાગ્યા કે “ હમણાં મોટાભાઇ થાકીને બોલાવવા આવશે. ” એવી આશામાંને આશામાં તે ઓટલાપર નિદ્રાવશ થઇ ગયા. સ્હવાર થયું અને ઘેરથી કોઇ બોલાવવા આવ્યું નહીં જેથી ઘેર નહિં જતાં અરણ્યમાં જઇ તપશ્ચર્યા કરવી એવો મન સાથે નિશ્ચય કરી ઉત્તર દિશા પકડી અરણ્યમાં

નિકળી ચાલ્યા. સંધ્યાકાળપર્યંત ચાલ્યા અને જુનાગઢથી બારેક કોશ દુર આવ્યા એટલે એક વડવૃક્ષ તળે શંકરની જીર્ણ થયેલી દેહેરી જોઇ તથા તેની નજીક એક સુંદર સરોવર જોઇ અત્યંત આનંદ પામી દેહેરીના ચોતરા ઉપર બેઠા. દેહેરીમાં દ્રષ્ટિ કરી તો તે માંહે શંકરનું બાણુ જીર્ણ થઇ ગયેલું અને ખંડીત થયેલું જોયું છતાં વડવૃક્ષની છાયા અને તે પાસે નાનું સુંદર સરોવર જોઇ નરસિંહરામને ત્યાંજ સ્થિતિ કરવાની ઇચ્છા થઇ. જેથી ન્હાઇ ધોઇ દેહેરીમાં જઇ શંકરના બાણુ પાસે બેસી આરાધન કરવા લાગ્યા. એમ છ દિવસ અન્ન જળ વગર શંકરનું એક ચિત્તથી તપ કર્યું અને સાતમા દિવસનું પ્રભાત થયું એટલે આકાશવાણી થઈ કે— “ અરે નરસીંહરામ તારા તપથી હું પ્રસન્ન થયો છું. માગમાગ તે આપું” છતાં આપણા નરસીંહરામ તે આકાશવાણીના અવાજ તરફ લક્ષ ન આપતાં શંકરના આરાધનમાં આરૂઢ રહ્યા. છેવટે સાતમા દિવસની રાત્રી પડી અને જ્યાં મધ્યરાત્રી થઇ એટલે શંકરે વિચાર કર્યો કે “ મારા સાક્ષાત પ્રગટ થયા વગર એ ભક્ત નરસિંહરામ જરાપણ હઠશે નહિં માટે લાવ સત્વર પ્રગટ થઇ તેની ઇચ્છા પ્રમાણે વર આપું ” આવો નિશ્ચય કરી સાક્ષાત શ્રી સદાશિવ ભગવાન પ્રગટ થઇ કહેવા લાગ્યા “બેટા નરસિંહરામ વરંબ્રુહી માગ માગ ? હું શંકર આજ તારા ઉપર પ્રસન્નછું માટે તારી ઇચ્છામાં આવે તે માગી

હે ? " આ સાંભળી નરસિંહરામ ઉભા થઇ શંકર-ના ચરણમાં ઢળી પડ્યા અને કેહેવા લાગ્યા " હે શંકર ભગવાન આપની પ્રિયમાં પ્રિય વસ્તુ હોય તે મને આપો મારે અન્ય કશું જ જોઇતું નથી. " શંકર ભગવાન કહે છે " હે વત્સ મને પ્રિયમાં પ્રિય એક સાક્ષાત વિષ્ણુ છે અને તે જો કહે તો આપું, મેહેતાજીએ કહ્યું " હા પ્રભુ મારે એજ સાક્ષાત વિષ્ણુજ જોઇએ છીયે " શંકરે કહ્યું "ચાલો ત્યારે" એટલું કહી વૃષભ ઉપર આરૂઢ થયાછે એવા શ્રી શંકર ભગવાન ઇષ્ટ સંકેત અનુસાર મેહેતાજીને પોતાની જોડે વૃષભ ઉપર ઉચકી લેઇ શ્રીમદ વિષ્ણુ ભગવાન પાસે વૈકુંઠ વિદાય થયા.



ॐ श्री तत्सत् ।

## પ્રકરણ ૨ જું.



### શ્રીકૃષ્ણ દર્શન અને રાસ લીલા.

મારા પ્રિય મુમુક્ષુ વાંચક વૃંદ, આપણી વાર્તાના નાયક ભક્તશિરોમણિ નરસિંહ મેહેતાને લઇ શ્રી સદાશિવ ભગવાન વૈકુંઠમાં આવી પોહોચ્યા અને શ્રીકૃષ્ણ પરમાત્મા પાસે તેમને ઘેર લેઈ જઈ કહેવા લાગ્યા કે " બેટા નરસિંહરામ મારા પ્રિયમાં પ્રિય વસ્તુ આ એક શ્રીકૃષ્ણ છે અને તે લે હું તને આજથી આપી દઉં છું. " આટલું કહી પશ્ચાત શ્રી

શંકર ભગવાન કૃષ્ણ પરમાત્મા પ્રત્યે બોલ્યા "ભગવાન આ એક નાગર ગૃહસ્થ જુનાગઢનિવાસી નરસિંહરામ કરીને આપનો પરમ વૈષ્ણવ ભક્ત છે. તેણે અન્ન જળ વિના સાત દીવસ સુધી મારૂં ઉગ્ર તપ કરી મને પ્રસન્ન કર્યો છે અને તે બદલ મારી પ્રિયમાં પ્રિય વસ્તુને આપવા હું બંધાયોછું. માટે તે ભક્તને હવે આજથી આપના શરણમાં સોંપુ છું તો સંભાળજો અને તેને સદાને માટે આપનો ગણી પ્રિતેથી પાળજો. હું હવે રજા લઉંછું. "એમ કહી શ્રી સદાશિવ ભગવાન તો પોતાના વૃષભ ઉપર સ્વારી કરી વિદાય થઇ ગયા. આ વખતે નરસિંહ મેહેતા શ્રીકૃષ્ણ પરમાત્માને વારંવાર સાષ્ટાંગ કરી અત્યંત પ્રેમ પૂર્વક બેઠા બેઠા તેમના ચર્ણો તળાંસવા લાગ્યા. શ્રી સદાશિવ ભગવાનના ગયા બાદ શ્રીકૃષ્ણપરમાત્મા નરસિંહમેહેતા પ્રત્યે કહેવા લાગ્યા, " વત્સ નરસિંહ મારામાં અને મહેશ ભગવાનમાં યત્કીંચિત પણ ફેર નથી એ મને ભજે છે હું એમને ભજું છું. મારી પણ પ્રિયમાં પ્રિય વસ્તુ તેજ છે હું અને શંકર ભગવાન કેવળ અભિન્ન છીએ. માટે તેં તેમને તપથી પ્રસન્ન કર્યો તે મનેજ પ્રસન્ન કર્યો છે તેમ સમજ હું આજથી તારોછું. આજથી હવે તારો દાસ અરે બલ્કે તારા દાસનો પણ દાસ બની રહીશ અને તારી સર્વ આશાઓ ફલિભુત કરીશ માટે તું હવે નિશ્ચિંત અને નિશંકપણે જેની ઇચ્છા કરતો હોય તે ઇચ્છાને મારા

પ્રતિ નિવેદન કર એટલે હું તે તારી ઈચ્છાને પરિપુર્ણ કરૂં" આ પ્રકારની શ્રી કૃષ્ણ પરમાત્માની અમૃત ભરી વાણી શ્રવણ કરી મહેતાજીએ કહ્યું" હે કૃપાસિંધુ યદુપતિ મારી ઇચ્છા આપના શરણુ સીવાય અન્ય શી હોય? મારે આપના ચરણારવિંદના પાન સીવાય અને આપના ચરણકમલના યશોગાન સિવાય અન્ય કંઇજ ઈચ્છા નથી. હે ભગવાન જો આપ પ્રસન્ન હો તો જરા આપ શ્રીની કૃષ્ણાવતારની રાસ લીલા બતાવો એવી આશીશુની અત્યારે ઇચ્છા છે." આ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા "હે પરમ પ્રિય નરસિંહ, જો એજ ઇચ્છા હોય તો લે અહીંજ આ ક્ષણે મારી કૃષ્ણાવતારની રાસ લીલાનાં દર્શન કરાવી તને આનંદ પમાડું." એટલું કહી શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાની સોળ હજાર એકસોને આઠે રાણીઓને આજ્ઞા કરી કે તમારે ગોપિરૂપ લઈ અમુક વખતે અમુક સ્થળે રાસ લીલા કરવા અર્થે હાજર થવું. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ તેટલાજ કહાન સ્વરૂપો બનાવી દીધાં અને શુકલ પુર્ણિમાની રાત્રી છ માસની બનાવી મહેતાજીને રાસ દેખાડવાનો દ્દઢ નિશ્ચય કર્યો. આ પ્રકારનો શ્રીમદ્ ભગવાનનો બંદોબસ્ત જોઈ નરસિંહ મેહેતા રાસલીલા જોવાની ઈચ્છા પાર પડશે તેવી આતુરતાભેર આનંદપૂર્વક સમયની રાહ જોતાં વૈકુંઠમાં શ્રીકૃષ્ણ પરમાત્માના શર્ણમાં વખત વ્યતિત કરવા લાગ્યા. એક સમયે તેઓ શ્રીકૃષ્ણ પર-

આત્માના ચક્ષુો ઠબાવતા હતા તે વખતે વિચાર કરવા લાગ્યા કે "અહો, પરમાત્મન્ મારા પરમ પ્રિય પ્રાણાધાર કૃષ્ણપ્રભુ, જે સાક્ષાત સ્વયં વિષ્ણુ, તેના ચર્ણની પ્રત્યક્ષ સેવાને પ્રાપ્ત થયોછું. તે બધો પ્રતાપ ભાભીનો ખરેખર તેણે જો મ્હેણાં ટુણાં મારી મને નીકળી જવાનો સમય ના આપ્યો હોત તો આ મારા પ્રભુને હું શી રીતે પ્રાપ્ત કરી શકત? માટે કેવલ ધન્યવાદ તો ભાભીશ્રીનેજ ઘટેછે. જેનાં વચનો શ્રવણ કરી હું ક્રોધ કરી ગૃહનો ત્યાગ કરી રીસાઇ ચાલી નીકળ્યો અને તેમ થતાં આ મારા સાક્ષાત શ્રીકૃષ્ણપ્રભુને પામ્યો ખરેખર આજે શ્રી કૃષ્ણ દર્શનથી મારો જન્મારો સફળ થયો. નહિંતો આવો અમૂલ્ય લાભ જે દેવતાઓને મળવો દુર્લભ છે તેમજ તે મૃત્યુ લોકના મનુષ્યને પ્રાપ્ત થવાનો જ્યાં કેવલ અસંભવછે તેવો શ્રીપ્રભુપ્રાપ્તિનો અનન્ય લાભ મને અપાવનાર નિમિતરૂપ તે ભાભી જ છે. પરમાત્મા તેનું કલ્યાણ કરો" આ પ્રકારના વિહિત વિચારોના વમળમાં પડેલા જોઇ શ્રીકૃષ્ણ પરમાત્મા કહેવા લાગ્યા "વત્સ નરહિંહ, રાસ લીલા તો શું પણ તારી કોઇ પણ ઇચ્છિત વસ્તુ હોય તે મને નિવેદન કર તોપણ હું આપવા તૈયારછું આ મારા બ્રહ્મમય બ્રહ્માંડમાં એવી કોઇ ચીજ નથી કે જે હું તને આપવા સમર્થ ન થઈ શકું. આ અનંત બ્રહ્માંડ અને ચૌદ લોક સુધીનું પણ કદી સામ્રાજ્ય ભોગવવા તારી ઇચ્છા હોય તો તે પણ આ ક્ષણેજ

હું તને આપવા તત્પર છું. નરસિંહ મેહતા કેહેવા લાગ્યા "હે પ્રભુ આપની ભક્તિ સિવાય અન્ય કોઇ મારી ઇચ્છા નથી માત્ર આપની ભક્તિ આપો અને આપના ચરણકમલ સતત મારા હૃદયમાં સ્થાપો. આતો હૃદયમાં એટલો મારી ભાભીનો મેં ઉપકાર માન્યો કે તેના નીમીતે આપ કૃપાળુનું મને શરણ પ્રાપ્ત થયું. આ સ્વપ્નવત્ સંસાર અને દૃશ્ય પ્રપંચાત્મક પદાર્થોની જુઠી માયાને હું શું કરૂં ? એથી મળતા ક્ષણિક સુખોને ભોગવવાની લાલસાવડે જન્મ મરણના બંધનમાં જાણીજોઇને શું કરવા પડું? માટે હે પરમ પ્રિય પ્રાણાધાર મ્હારા વ્હાલા કહાનજી, આપશ્રીની અવિચળ ભક્તિ અને અવિચળ સદ્ગુક્તિએ એજ વસ્તુની મને ઇચ્છા છે બાકી આપ આપનું જાણો આપ આપનું નીવેડશો તેથાં કોને પાડ કરો છો હે જદુપતિ આપના ચરણકમલની સેવા અને આપની ભક્તિ સિવાય આ તમારા દાસાનુદાસ નરસિંહના અંતરમાં અન્ય કોઇજ ઇચ્છા રહેલી નથી એવાં પ્રેમાર્દ્ર વચનો ભક્ત નરસીંહના મુખમાંથી નીકળતાં જોઈ ભગવવાને ઉભા થઇ મેહેતાજીને છાતી સરસા ચાંપ્યા અને કેહેવા લાગ્યા. "બેટા નરસીંહ, જા મારૂં વચન છે કે હું તારો વ્યવહાર અને પરમાર્થ બન્ને પ્રત્યેક ક્ષણે હાજર થઈ સીદ્ધ કરીશ અને તને મારી સંપુર્ણ ભક્તીનો સ્વાદ ચખાડીશ માટે નીશ્ચીંત થા, અને પ્રથમ રાસલીલા બતાવું તે પ્રેમપુર્વક નીહાળી પ્રસન્ન થા?"

આટલુ કહી શ્રી કૃષ્ણુ પરમાત્માએ રાસમંડળ તૈયાર કરવા જોઈતી સામગ્રીઓ સર્વ રચી દીધી વંદ્રાવનની લીલા પ્રકટાવી દીધી. ગીરીરાજની રમ્ય તળેટીમાં શરદ પુર્ણિમાનાં ચંદ્રની રાત્રી બનાવી સોળ હજાર એકસોને આઠ ગોપીકાઓ અને પ્રત્યેક બંસીધર કહાનજીનાં સ્વરૂપ પણ પ્રકટાવી દીધાં અને રાસલીલાને આરંભ કર્યો વર્તુલાકારે તેઓ સર્વ ગોઠવાઈ ગયાં અને આપણા પરમ ભક્ત શીરોમણી નરસીંહ મેહેતાને તે રાસમંડળની મધ્યમાં દીપક પાસે આસન આપી બેસાડયા દેવ કીન્નરાદી અને રૂષી મુનીઓ તેમજ ચાકલોક રાસમંડળ જોવાને અંતરીક્ષમાં આવી રાસમંડળ ઉપર પુષ્પ વૃષ્ટી કરી આનંદથી જોવાલાગ્યા અને એ પ્રમાણે શ્રીકૃષ્ણુ પરમાત્માએ શર્દ પુર્ણીમાની રાત્રી છ માસની બનાવી રાસ રમી પોતાના પરમપ્રીય નરસિંહ ભક્તની ઈચ્છા પરીપુર્ણ કરી આપણી વાર્તાના નાયક નરસીંહ મેહેતા પણ એવા તો રાસમાં તલ્લીન બની ગયા હતા કે રાસની પુર્ણાહુતી થતાં સહજ તેમનો હાથ પેલા મંડળની મધ્યમાં મુકેલા દીપકની જયોતને અડકયોને તેથી અંગરખાની બાંહ્ય સળગી ઉઠી જેથી હાથ બળી ગયો છતાં તેમને ખબર પડી ન હતી છેવટે જ્યારે કૃષ્ણુ પરમાત્માએ જોયું કે ભક્તનો હાથ બળી જશે તે તો મારી ભક્તીમાં એવો તદરૂપ બની રહ્યો છે કે આખો હાથ ભસ્મીભુત થઇ જાય પણ તેના લક્ષથી ચલાયમાન થનાર નથી પણ મારે સત્વર તેને બચાવવો

જોઇયે તે ઉપરથી એકદમ પોતે રાસ બંધ કરી જળ લેઇ નરસીંહ ભક્ત પાસે જઇ અગ્ની છાંટી તેનાઉપર ફેરવી તેને ઉભો કરી છાતી સરસો ચાંપી તેના પ્રતી કહેવા લાગ્યા કે હે પરમપ્રીય નરસીંહ તારી તારી મારા પ્રત્યેની એકાગ્રતા અને દૃઢ ભક્તી જોઈ હું પણ અતિ આજે પ્રસન્ન થયો છું માટે માગ માગે તે આપું નરસિંહ મેહેતાએ કહ્યું પ્રભુ વારે વારે શું માગું જે મેં માગ્યું છે તે તેજ બસ છે ભગવાન કહેવા લાગ્યા "એમ, ત્યારે જા. મેં તને મારી ભક્તિ આજથી આપી આજથી તારી જી- વ્હાના અગ્રભાગ ઉપર દેવી સરસ્વતિ સતત બીરાજે- લી રહેશે અને તે વડે તું મારી સંપુર્ણ ભક્તિ કરી પરીણામે પરમપદને પ્રાપ્ત કરીશ" નરસિં- હ મેહેતા આ પ્રકારની ભગવાનનાં અભય વચન શ્રવણ કરી અત્યંત આનંદ પુર્વક શ્રીકૃષ્ણ પ્રભુની સેવામાં આનંદથી અહોરાત્રિ સમય વ્યતિત કરવા લાગ્યા. રાસ પુર્ણ થયા પછી આશરે પંદરેક દીવસ વીત્યા એટલે એક દીવસે રાત્રિને સમયે સર્વ જળ જંપી ગયું પશ્ચાત નરસિંહ મેહેતાને શ્રીકૃષ્ણ પ- રમાત્મા બેલાવી કેહેવા લાગ્યા કે હે "વત્સ નરસિંહ તું હવે તારે સ્વદેશ જુનાગઢ જા ! અને ગૃહી થયા પછી સ્ત્રીપુત્રાદિકનાં જેટલાં રૂણો પતવવા યોગ્ય શાસ્ત્રે વિધાન કરેલાં છે તેને પતાવી ગૃહીના રૂણોથી મુક્ત થા. કારણ કે ઘણી નાની વયમાં તારાં લગ્ન થયેલાં હોવાથી તારે પ્રજા થયેલી છે

અને તેથી પ્રજાનું પાલન કરી તેમની પ્રત્યેના સર્વ તારા ધર્મો તારે બજાવવાના છે માટે વ્યવહાર અને પરમાર્થ એ ઉભયની સિદ્ધિ અર્થે તારે જુનાગઢ જવાની ખાસ આવશ્યક્તા છે એ નિસંશય જાણજે” આ વચનો શ્રવણ કરી આપણા ભક્ત શિરોમણી નરસિંહ મેહેતા ભગવાન પ્રત્યે બે હાથ જોડી અતિ નમ્રતાથી કરૂણાજુ સ્વરે કહેવા લાગ્યા કે “ હે પરમાત્મન્ એકવાર ચરણ સંનિધ આ દાસ આવ્યો પછી તેને ખસેડી આપનાથી વીમુખ કરવા ધારોછો તે આપશ્રીના ભક્તવત્સલ પદને છાજતું નથી. પછી કૃપાનાથ આપ સમર્થ છો ધણીનું કોઇ ધણી નથી. બાકી આપ ઇષ્ટશ્રીના ચર્ણાવિંદને છોડી આ દાસને કોઇપણ ઠેકાણે જવાની યતકિંચિત પણ ઇચ્છા નથી નિરંતર આપ ઇષ્ટની સંન્નિધ રહી આપશ્રીના ચરણકમલની સેવા કરી અત્રેજ આનંદમાં જીંદગી ગુજારવાની ઇચ્છા છે. હે પ્રભુ ! આપ મને જુનાગઢ જવાની આજ્ઞા કરો એ મારો સ્વદેશ જે જુનાગઢ તે એક ફિકરકોટ છે મને સંસારની જળોજથામાં નાંખનાર ન્યાતજાત અને સહોદરોના વચન પ્રહારથી મને ઉપાધીમાં નાંખનાર અને સર્વ વાતમાં દુઃખનું ભાન કરાવનાર મારા ચત્રુની ગરજ સારનાર છે એટલે કે કૃપાસિંધુ મારી જુનાગઢ જવાની લેશ પણ ઇચ્છા નથી. પછી આપની આજ્ઞા થશે તો ખુશીથી જઇશ પણ [illegible] આપના ચરણાવિંદની સેવામાંજ જીંદગી વહન કરીશ.

તો મને તો સંતોષ થશે ભગવાન બોલ્યા " હે વત્સ. નરસિંહ હું તારાથી એક ક્ષણ પણ દુર નથી એ નક્કી સમજજે ઉપરાંત હે આ એક મારી પ્રતિમા આપું છું તેને હું પોતેજ છું એવી દૃઢ શ્રદ્ધાથી સેવી આ કરતાળ આપું છું તે વડે મારૂં ગાન કરજે એ મુર્તિ પ્રતિ કરતાલ વગાડી જે જે વખતે મને તું યાદ કરીશ કિંવા જે જે ઈચ્છા કરીશ તે તે વખતે હું હાજર થઇ તારી તે ઇચ્છા પરિપુર્ણ કરીશ " નરસિંહ મેહેતા એ સાંભળી કહેવા લાગ્યા " હે ભગવાન્ આપને પ્રત્યક્ષ અને સાક્ષાત અહીં મુકીને મુર્તી અગર તો તાળનું શું કામ છે ? ભગવાન બોલ્યા " હે પ્રિયભક્ત તે થકી તું તારા સર્વ વ્યવહાર અને પરમાર્થની સિદ્ધિ કરીશ તે કરતાળ વડે મને સંગિતદ્વારા જ્યાં તું બોલાવીશ કે હાજર થઇ જે પ્રમાણે તારી ઈચ્છા થશે તે પ્રમાણે વર્તિંશ વળી એ મુર્તિ અને કરતાળ મારા કરથી અર્પણ થયેલી છે એટલે તેથી તું દુનિયામાં મારા વાસ્તવિક સ્વરૂપને પ્રગટ કરીશ મારી લીલા આઇ ગુણી જનોને અને સત્પુરૂષોને સદુપદેશરૂપ નીવડીશ અનેક પ્રાણીઓનો ઉદ્ધાર કરી શકીશ. અને પરિણામે તું પણ સર્વ રૂણોને પતાવી પરમપદે બિરાજવા સમર્થ થઈ શકીશ વળી સંસારમાં જેમ તે પ્રકારે વિઘ્નો ઉપાધીઓ આડચણો ઇત્યાદિ વ્યતિકરો નડશે છતાં તારે જરાપણ ભય ધરવો નહિં જ્યારે જ્યારે જેવો જેવો શુભાશુભ પ્રસંગ પ્રાપ્ત થશે

ત્યારે ત્યારે મારૂં સ્મરણ કરતાંમાં હું તારી સમક્ષ આવી ઉભો રહીશ અને તેવા પ્રસંગમાં પણ્ણમે તારા ઉપરને સઘળો બોજો હું ઉઠાવી લઇ તારા કાર્યને સિદ્ધ કરીશ એ નિશ્ચે કરીને જાણજે, માટે મારૂં વચન માની તું જુનાગઢ જા, અને સંસારમાં પ્રવૃત થા ! નરસિંહ મેહેતા તો પ્રભુની જ્યારે છેવટની આજ્ઞા થઇ ત્યારે બેલાશક જવું એવો નિશ્ચય કરી કેહેવા લાગ્યા કે ,, ત્યારે જેવી પ્રભુની આજ્ઞા એટલું કહેતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતના સખા અક્રુરને હુકમ કર્યો કે જાઓ મારા ગરૂડ વિમાનમાં બેસાડી મારા પરમપ્રિય ભક્ત નરસિંહને જુનાગઢ મુકી આવો. આ પ્રકારે ભગવાનની આજ્ઞા થતાં અક્રુરજી નરસિંહ મેહેતાજીને ગરૂડ વિમાનમાં બેસાડી જુનાગઢ તરફ વીદાય થયા.

—•※•—

## પ્રકરણ ૩ જુ

### સ્વદેશાગમન અને દીવ્યમંદીર.

શ્રીકૃષ્ણ પરમાત્માએ અક્રુરની જોડે નરસિંહ મેહેતાને વૈકુંઠથી જુનાગઢ વિદાય કર્યા તે પ્રમાણે અક્રુરે મેહેતાજીને જુનાગઢની ભાગોળે ઉતારી દીધા અને પોતે વૈકુંઠ તરફ પાછા વળ્યા..મેહેતાજી જુનાગઢમાં જઈ પોતાના ભાઈને ઘેર ગયા કે જ્યાં તેમનાં પત્નિ તથા બાળ બચ્ચાં હતાં, ઘરમાં પેઠા

એટલે તેમણે પોતાની ભાભીને સાષ્ટાંગ કર્યો અને મોટા ભાઈ વણુસિંધરને અને સર્વને નમસ્કાર કર્યો. આ વખતે મહેતાજીનો પોશાક જે ભગવાને વંકુંઠમાંથી પેહેરાવ્યો હતો તે હતો અર્થાત કસબી પીતાંબર માથાપર મોરપિછનો મુકુટ, ગળામાં તુલસિની માળા એક હાથમાં કરતાળ અને બીજા હાથમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ બક્ષીસ કરેલી પોતાની સુવર્ણની પ્રતિમા હતી. તિલક છાપાં વગેરે ભગવાને અંગે કરી દીધાં હતાં જેથી મહેતાજી એક વિચિત્ર વૈરાગી વૈષ્ણવ સાધુ કરતાં પણ અત્યંત વિલક્ષણ લાગતા હતા આવો વિચિત્ર વેશ જોઈ વણુસિંધર બોલી ઉઠયા " અલ્યા વિરાગી નરસીંહ આ બધું ગળામાં શું કામ ઘાલ્યું છે, અને માથાપર મોરનાં પીછાં શાં ઘાલ્યાં છે?" આવું તને કોણે પેહેરાવ્યું ? મેહેતાજી કહેવા લાગ્યા કે વણુસિંધરભાઇ મારા વિઠલવરે જે પોશાક મને પહેરાવ્યો તે મેં પહેર્યો છે. મારો આવો વિચિત્ર વેશ બનાવનાર તે મારા શ્રી કૃષ્ણ ભગવાન પોતેજ છે એટલે તેમની ઇચ્છાની અવજ્ઞા કરી તે પોશાક શી રીતે ઉતારી નાંખું? એ તો મારા કૃષ્ણ મહારાજની પ્રસાદી છે માટે તે પ્રસાદીનો ત્યાગ પ્રાણ જાય તો શું પણ કંઈ થઇ શકે ખરો કે ? કદી નહીં એતો મારા પ્રાણ સાટે છે ભાઈ વણુસિંધરે આ સાંભળી ગુસ્સો કરી કહ્યુ કે " અરે મુર્ખ કાઢી નાંખ કાઢી નાંખ; હાથે કરી ન્યાત જાત અને સગાં સહોદરમાંથી તારો

સિધર પ્રત્યે કહે છે કે “ હે મોટાભાઈ આપ મારા પિતા તુલ્ય છો પણ મારે જે સત્ય છે તે નિવેદન કરવું જોઇયે કે તમે તથા આખી દુનીયાં એક વખતે મને ગાંડો ગણી કાઢો તો ભલે પણ જુઓ મોટાભાઇ આ સાક્ષાત વિશ્નુ મુર્તિ જે મને ભગવાને વૈકુંઠમાંથી બક્ષીસ કરી છે આ કરતાળ પણ તેમણે તેમની ભક્તી કરવા હાથમાં ધારણ કરાવી છે આવેશ અને તિલક તુલસિ અને વકર ખો નહીં આમ કરવાથી નાગરિ ન્યાત ગાંડો ગણી કાઢશે. અરે નાદાન વિચારતો કર કે તું બે છોકરાંનો બાપ થયો. હવે કાંક શાણપત અને દુનીયા-

બધા રહે છે તેમ રહે. અને બે પૈસા ઘરમાં લાવતો થા ! જો તું વૈરાગી સાધુઓમાં જાય નહીં અને હજી એ સુધરી કંઇક વર્ણમાં આવે તો હમણા હું રાજા માંડલિકને અરજ કરીને તને આઠ દશ કોરીની નોકરીએ દરબારમાં વળગાડી દઉં. માટે આ બધી ગાંડાઇ મુકી દઇ જરા ડાહ્યો થા ” આ સાંભળી નરસિંહમહેતા પોતાના મોટા ભાઇ વણ- અને છાપાં એ સર્વે પણ તેમણેજ કર્યું છે અને વૈકુંઠમાંથી અહીં પાછાં આવવાની જરા પણ ઇચ્છા ન હતી છતાં શ્રીમદ્ કૃષ્ણ પ્રભુએ આગ્રહ કરી મારૂં બધું ખેડવાની શરત કરી મને પાછો મો- કલ્યો છે. બાકી મોટાભાઈ મેં તો સાક્ષાત મારા વહાલા વૈકુંઠપતિને પણ કહી દીધું હતું કે હવે આ દાસને સંસારની ઉપાધી જોઇતી નથી પણ

અને તેમણે કહ્યું " હજી તારે સંસારીનાં ઘણાં કામ પતવવાનાં છે અને તેથી તારે સ્વદેશ ગયા વીના છુટકો નથી" જેથી અનિચ્છા છતાં તેમની આજ્ઞા માની આવ્યો છું. માટે વડીલ બંધુ હું વૈકુંઠમાં જઈ આવ્યો અને આ કરતાળ તથા પ્રતિમા લઈ આવ્યો માટે દર્શન કરી પાવન થાઓ. આ મુર્તિ તે સાક્ષાત તેજ મારા પ્રાણાધાર કૃષ્ણ પ્રભુ છે એને અન્ય સમજસો નહિં અને આ મારા શ્રીકૃષ્ણ પ્રભુએ પ્રસાદી રૂપ આપેલો વેશ તે તો મારા કૃષ્ણ પ્રભુનું બહાનુ છે માટે તેનો ત્યાગ થાય તેમ નથી " વણસિધરને આ સાંભળી વધારે ક્રોધ ઉત્પન થયો જેથી ભવાં ચઢાવી ડોળા કાઢી મેહેતાજીને કહેવા લાગ્યો કે " અરે ગપેડા ભગવાન એમ તારે માટે નવરા હતા કે તને વૈકુંઠમાં લઈ જઈ સાક્ષાત દર્શન દીધાં. અરે ગમાર આવી કોઈને વાત કરીશ તોપણ હશી કાઢશે. એમ જો તારા જેવા મુર્ખ અને મતિમંદ જીવોને ભગવાન પ્રત્યક્ષ થતા હોય તો વૈકુંઠ ભરાઈ જાય અને બીજા ભકતોને રેહેવાની જગા પણ ન મળે. કોણ જાણે કીયાયે સાધુડાએ આ પીતળની પ્રતિમા અને કરતાળ ઝલાવી તને આવો વિચિત્ર વેશ પેહેરાવ્યો હશે કંઇ સાધુડાની ગામમાં ખોટ છે? તારે તો રસ્તામાં જે લંગોટો મળ્યો તે તારો ભગવાન હજી કહું છું કે આ મુર્ખાઇ મુકી દે અને ડાહ્યો થા અને પૈસો લાવી ઘરનુ પોષણ કર, " મેહેતાજીએ ઉત્તર વાળ્યો

"મોટા ભાઈ મારી વાતને તમે હસી કાઢો છો, મારી વાતને તમે માંડી ગણો છો તો જાઓ મારે તમારી વાત પણ કબુલ નથી. મારે ડાહ્યા થવાની જરૂરે નથી અને આ વેશ ઉતારવો પણ નથી." આ સાંભળી વણસિધર બોલ્યા " અરે મુર્ખ ઠીક કહું છું માનીજા નહી તો ઘણો દુઃખી થઈશ અને ન્યાતજાત કે સગાં સહોદર કોઈ તારો સંગ નહીં કરે. તને કોઈ પાણીએ નહીં પાય; અને તારૂં સરીઅત પણ કોઈ નહીં થાય. તારી પુત્રીને તો ડોશી જીવતાં મેં પરણાવી દીધી છે એટલે તેની તો ફીકર નથી પણ હજી પુત્ર પરણાવવાનો છે તે તારા આવા અવિચારી વર્તનથી પરણી શકશે નહિં અને ઉંચુ કુળ આપણું છતાં નીચા જેવું ગણાઇ જશે. માટે સમજ." મેહેતાજી કહેવા લાગ્યા "મોટાભાઈ મારા શ્રીહરિ સહુ કરશે કદી ઉંચુ ગણાય નીચું ગણાય પ્રજાનું પત્નિનું પોષણ થાય વા ન થાય. પુત્ર પરણે વા ન પરણે પણ કાંઇ મારા નાથનું નામ તજાય? અને આ તેણે આપેલું બહાનું તજાય? સંત સાધુઓનીયે કંઇ અવજ્ઞા થાય? કદી નહિં. કદી આખું વિશ્વ એક સમયે પલટી જાય તોપણ શું એમ તે કદી થાય? સ્વપ્ને પણ ન સમજશો." આવાં નિસ્પૃહી નમ્ર વચનો શ્રવણ કરી અંદરથી દુરિતગવરિ મેહેતાજીની ભાભી અને વણસિધરની પત્નિ ધસીને વાઘણની પેઠે બહાર આવી મેહેતાજીને કહેવા લાગી " ત્યારે આવી

ઉદ્ધતાઇ મારા ઘરમાં નહિં ચાલે. અમારે ન્યાત જાતમાં મ્હોં બતાવી કિર્તિને ગુમાવવી નથી. તમારે ફુકણુને સાધુડાઓના ટોળામાં હરરોજ જવું અને દેવાળીયા જેવા થઇને ફરવું પાલવે ! આટલા દહાડા ઘરમાં ન આવ્યા તો કોઇ તેડવા નહોતું આવ્યું. આટલા બધા દહાડા જ્યાં ત્યાં ટીચાયા અને રખડ્યા તોએ છેવટે ભાઇના ઘર વિના કંઇએ તમારો ખપ થયો નહિં. કાઢી મુક્યા પછી જેને નાક હોય તે તો ન આવે. તમારૂં અને તમારી વેજાનું અમે કાંઇ ઋણ કાઢ્યું નથી. માટે જો લાજ હોય તો હવે તમે તમારી વેજા લઇને નીકળી જાઓ. મારા ઘરમાં રેહેવામાં સાર નહીં કાઢો. તમારી વેજાનું હવે મારાથી વૈતરૂં થનાર નથી." આવાં કઠોર વચન શ્રવણ કરી મેહેતાજીએ કહ્યું કે "માતુ તુલ્ય ભાભીશ્રી, હજી તો મારા મોટાભાઇ બાર વરસના બેઠા છે તે કમાય છે અને તેમનું ખાઉછું. તમારૂં કંઇ ખાતો નથી. હવે જો મારી વેજા તમને ભારે પડતી હોય તો કાલથી મારો ઘરખટલો લઇ હું જુદો રહીશ માટે કલેશ કરશો નહીં." ભાભી બોલી "જો એવો ટેક ધરાવતા હો તો કાલથી શું કામ આજથીજ રહો, હું જોઉં તો ખરી કે તમે કેવા ટેકવાળા છો. આટલું કહી પોતાની દેરાણી માણેકબવરિને કહેવા લાગી "માણેક, જા તું તારા છોકરાંને લઇને તારા ધણી જોડે રહે આજથી તમે કોઇ મારા ઘરનું પાણી પીઓ તો તમને હરામ

છે. નીકળો મારા ઘરમાંથી હવે મારે તમારૂં કામ નથી.” માણેકબાઈએ ઉત્તર વાળ્યો “જેઠાણીજી તમે કાઢી મુકશો તો જઈશું એમાં કંઈ ના કહેવાશે. પણ ગરીબનો બેલી વિશ્વંભર છે. તમને પાંચે પકવાન જમવા માટે હરરોજ મળશે તો અમને તે બાજરીનો રોટલો પણ આપશે એટલાં બધાં શું કામ તણાઈ જાઓ છો. આ સાંભળી વણુસિધરને ક્રોધ ચડયો જેથી માણેકગવરિને કેહેવા લાગ્યા “ એવો મિજાજ હોય તો અત્યારેને અત્યારે તારી વેજા અને તારા ધણીને લેઈ ચાલી જા! મારા ઘરમાં તમારૂં હવે કામ નથી. માટે જો નાક ધરાવતાં હો તો આ ક્ષણેજ ચાલ્યા જાઓ. પછી હું જોઉં તો ખરો તમારો વિશ્વંભર આવી તમારૂં કેવું પુરૂં કરે છે? “ આવા છેવટના મોટાભાઇ વણુસિધરના શબ્દો શ્રવણ કરી મેહેતાજીએ કહ્યું “મોટાભાઈ જો એમજ તો આ ક્ષણેજ હું ઘરમાંથી મારો ખટલો લઈ નીકળી જાઉં છું. તેથીજ આપના જીવને શાંતી થાય તો તેમ કરવા હું તત્પર છું માટે આપ જરા પણ ખેદ કરશો નહિં.” એટલું કહી પોતાની પત્નિ પ્રત્યે કેહેવા લાગ્યા કે “ચાલો હવે આપણું અહિં રહેવા યોગ્ય નથી હવે મારા નાથની જુદા રહેવાની આ ક્ષણથીજ ઇચ્છા છે તો તેમ કરવામાં જરા પણ ભય કે શંકા ધરવાનું પ્રયોજન નથી. મોટાભાઈ અને ભાભીશ્રીનો આપણા ઉપર અનન્ય ઉપકાર થયો કે મને ઘરબાર કાઢી

મુકયો જેથી શ્રીવિષ્ણુભગવાનને પામ્યો અને આજ ક્ષણથી જુદો રહીશ તેથી પણ કંઈ અનન્ય ફળ થશે તો વળી અધિક ઉપકાર થશે માટે મારા પ્રભુની ઇચ્છા છે તો ચાલો હમણાં ધર્મશાળામાં જઈ નિવાસ કરીશું અને પછી મારો દીનોનાથ દામોદર સ્વતંત્ર સ્થળ માટે ઘણોએ પેરવી કરી આપશે. "માણેકગવરિએ કહ્યું" "ચાલો અમે તો ભૂખે મરી જઇયે વા ગમે તો કાલ પ્રાણ જતા હોય તો આજ જાય પણ હવે એક પળ પણ આ ઘરમાં રેહેવાય તેમ નથી" એટલું કહેતામાં ભાભી પાછી આવી કહેવા લાગી " એવી મોટી ટેકીલાની દીકરી હોય તો જાને કેમ હજી ઉભી રહી છે. જેને જવું હોય તે તરત મુંગેમોઢે નીકળી જાય મહેતાજીની દીકરી કુંવરબાઈ તથા પુત્ર શામળશા બન્ને કેહેવા લાગ્યા " કાકી એક પળમાં આમ છેક બદલી બેઠાં આપનું અમે શું બગાડયું છે ? આપને અમે શો અસંતોષ આપ્યો છે તે આપ આમ છેક દુશ્મનની ગરજ સારો છો ? જરા કંઇક ઈશ્વરથી તો ડરો. અમે સહુ ઉલટાં સેવા કરી કરી વ્યાજ આપીએ છીએ છતાં પણ આપ છેક આમ નિર્દયતા વાપરો છો એ શું તમને વડીલને ઘટે છે" દુરિતકાકી કેહેવા લાગી, " હા હા જાઓ જાઓ હું નિર્દયછું પણ અહિંથી હવે નીકળો. એ રાત રૂપમાં બલા મારે જોઇતી નથી " આ સાંભળી માણેકબાઇ કહે છે "ભાભીજી છોકરાં કોઇને વધારે નથી અમારી જાત હજી

તેમનું પાલન પોષણ કરવા હયાત છે. આપ વડીલ છો છતાં ત્યાગો છો પણ વડીલોનો એ વડીલ અને આખા વિશ્વનું પોષણ કરનાર તે અંતરયામી વિશ્વ પતિ અમને ત્યાગી વિસરી જવાનો નથી. આ જગતમાં રાજા રાવણનો પણ અહંકાર રહ્યો નથી, એ જાણો છો તો પછી તમારો કે અમારો અહંકાર રહેવાનો સંભવજ નથી ભાભીએ કહ્યું " અરે જાણી એતો મોટી પંડીતની પુછડી હમણાંથી થઇ ગઇ છે તે હમણાં હમણાંમાં મોટી તપસ્વી બીલાડી બની ગઇ છે એટલે જ્યાં ત્યાં પંડીતાઈની વાતો કરી સર્વને ઠગવાનીજ વાત. ઓળખું છું તારા ચરિત્રને. અમારો અહંકાર રેહેશે નહીં તે હ્હાડે જોઈ લઈશું હમણાં તો તારી વેજા લઇને રસ્તે પડ્ય હવે માથુ કુટવાની મને હામ નથી." માણેકુગવરિ પોતાના બે સાહ્યા લઇ છોકરાંને લઈ વસ્ત્ર ભેર ઘરમાંથી નીળી ફેહેલા બહાર જઇ ઉભી રહી અને મેહેતાજીએ પોતાની મૂર્ત્ત કરતાળ પ્રભુપ્રસાદીનો વેશ માત્ર ધારણ કરી વણસિધરને સાષ્ટાંગ કરી કેહેવા લાગ્યા " મોટાભાઈ લ્યો હવે આપની રજા લઉંછું. જે શ્રીકૃષ્ણ કામ પડયે બાળકને બોલાવજો. અમારે પ્રત્યે આપનું અંતર પ્રસન્ન અને રાગદ્વેષ રહિત રાખજો અને અમારૂં તો આપના પ્રત્યે કેવું છે તે મારા કૃષ્ણપ્રભુને ખબર છે. માટે આજ્ઞા લઉંછું જે શ્રીકૃષ્ણ " આ સાંભળી વણસિધરે કહ્યું " જા જા વૈરાગી બની ભીખ માગે તોએ પણ હું

તારા સામું જોનાર નથી મારે મનથી . આજે તારૂં સ્નાન કર્યું હવે આ ઘરનું નામ લીધું તો તારી વાત તું જાણ્યો અને તારા બાયડી પણ પગ દેશે તો ટાંટીયોજ કાપી નાંખીશ જા કાળુ મોઢું કરી ગાલ્યો જા ? મેહેતાજીએ કહ્યું કે " મોટાભાઈ આ ચાલ્યો પણ એટલું ગરીબનું કેહેવું માન્ય રાખજો કે કોઈ પ્રત્યે જરા પણ રાગદ્વેષને સેવશો નહિં તો શ્રીહરિ સદા પ્રસન્ન પોહશે એટલું કહી મેહેતાજી મેહેલા બાહાર જ્યાં પોતાની પત્ની માણેકબાઈ પોતાના પુત્ર પુત્રી બન્ને છોકરાં લેઇ ઉભી હતી ત્યાં આવ્યા એટલે માણેકબાઇ બોલી " પ્રાણેશ આપણે કઇ ધર્મશાળામાં નિવાસ કરીશું ? " મેહેતાજીએ કહ્યું ગામ બહારની ધર્મશાળામાં નિવાસ કરાશું ત્યાં અન્ય નાગરિકોની ઉપાધી નડશે નહિં અને દરરોજ પાંચ સાત સંત સાધુ તેમાં ઉતર્યા હશે તેના સેવા થશે ધર્મશાળામાંજ મીઠો કુવો છે એટલે જળનું પણ સાધન ઉત્તમ છે માટે મને તો ત્યાંજ રહેવું હમણાં પસંદ પડશે માટે ત્યાં ચાલો ! " માણેક-બાઈએ કહ્યું " જેવી સ્વામિ આપની ઇચ્છા " એમ કહી બન્ને પતિ પત્ની પોતાના પુત્ર પુત્રી લઈ ચોરી ધર્મશાળામાં ગયાં અને નિવાસ કર્યો.

પ્રિય વાંચનાર આ વખતે ભગવાને એક-અદભુત લિલા કરી હતી મેહેતાજી બાલબચ્ચા લઈ જ્યાં ઘરબહાર નીકળ્યા કે તરતજ મોટા એક દ્વા-રકાવાસિ ધનાઢ્ય ભાટીયાના વેશે અનેક ચાકર ન-

ફરો લેઇ પેલી ધર્મશાળામાં એક દિવસ માટે આ-
પણા ભક્ત શિરોમણિ નરસિંહ મેહેતાને સર્વ સગ-
વડ કરી આપવાના નિમિત્તે દ્વારિકા જવાને બહાને
આવી ઉતર્યા હતા. મહેતાજી પોતાના બાલબચ્ચાં
લઇ વસ્રસેર પેલી ધર્મશાળામાં આવી એક જગા
પસંદ કરી બેઠા એટલે પેલા દ્વારિકાવાસી ધનાઢ્ય
ભાટીઆએ સત્વર આવી તેમનું નામ ઠામ અને
છેક આમ દીન તથા નિરાશ્રિત બનવાનું કારણ પુ-
છયું મેહેતાજીએ અથથી તે ઇતિ સુધી નીવેદન
કર્યું એટલે તે ધનાઢ્ય ભાટીયાવેશે ભગવાને પો-
તાના ચાકર નફેરોને હુકમ કર્યો કે " આપણી
પાસે જે ગાદલાં ઉશીકાં તકીયા હોય તેમાંથી અ-
ડધા મેહેતાજીને આપી દો વાસણોમાંથી વાસણ
પલંગોમાંથી પલંગ વસ્ત્રોમાંથી વસ્ત્ર અનાજમાંથી
અનાજ વીગેરે દરેક વસ્તુ આપણામાંથી અ-
ડધો અડધ આપી દો" અને મેહેતાજીને કહ્યું કે
લ્યો અડધું દ્રવ્ય પણ આપું છું કે જેથી દશ વર્ષ
તમારો અને તમારા બાલબચ્ચાનો નિર્વાહ ચાલશે.
મેહેતાજી તે સઘળું લેઇ તેમને પ્રભુ છે એમ ઓ-
ળખી લીધા અને સેવા કરવા લાગ્યા પણ એટલામાં
તે ધનાઢ્યરૂપે ભગવાન અને તેમના ચાકર નફેરો
સઘળા અલોપ થઇ ગયા અને પેલો ઘરવખરો
તથા દ્રવ્ય બધું ત્યાંને ત્યાં પડી રહ્યું ને, મેહેતાજી
તેનો વાસ્તવિક ઉપભોગ કરવા લાગ્યા. દ્રવ્ય પણ
સંત સાધુઓને જમાડી અત્યંત ખરચવા લાગ્યા.

ભજન કિર્તન અને વારંવાર કૃષ્ણોત્સવ પણ કરવા લાગ્યા દીનજનોને અને અપંગોને પણ દ્રવ્ય અન્ન ઇત્યાદિથી પોષી સંતસેવા અને કૃષ્ણ કિર્તનની ધુનમાંજ અહોરાત્ર ગાળવા લાગ્યા. આથી આખા જુનાગઢ નિવાસિ સત્પુરૂષોમાં અને દેશપરદેશ નરસિંહ મેહેતા ભક્તોના શિરોમણિ છે એવી સદ્કિર્તિ પ્રસરવા માંડી એ એક લાભ થયો પણ પેલા ધનાઢ્યે દશ વર્ષ ચાલે તેટલું દ્રવ્ય જે આપેલું તે દ્રવ્ય એકજ સાલમાં સર્વ ખરચી નાખ્યું અને પાછા હતા તેવા દ્રવ્યહીન મેહેતાજી થઇ ગયા. નાતિ ન્યાતમાં એવી વાત ચાલતી હતી કે "કોઇ દાનેશ્રી ભાટીયા ગૃહસ્થે ભીખ માગી ત્યારે અન્ન વસ્ત્ર આપ્યાં અને કંઇક દ્રવ્ય પણ આપ્યું પણ લંગોટા અને જોગટાઓને બધું ખવરાવી દીધું અને પાછો નિર્ધન અને કંગાલ અવસ્થા ભોગવતો તે નરસિંહ મેહેતો થઇ ગયો" આવી ન્યાતમાં વાત ચલાવનાર પેલી કર્કશા ભાભી હતી. અને તેણેજ મેહેતાજી અને મેહેતાજીના કુટુંબને હલકા પાડવા આ અસદ્પ્રવૃત્તિ રચી હતિ. કેટલાક છિછોરા નાગર ગૃહસ્થો મેહેતાજીને મોંઢે કહેતા કે "નરસિંહરામ, મોટાભાઇથી વેર ન કર્યું હોત અને તેમની અને ભાભીની મરજી સાચવી હોત તો આવી નિર્ધનાવસ્થા ન આવત." આના પ્રત્યુત્તરમાં મેહેતાજી "જેવી શ્રીકૃષ્ણની ઇચ્છા" આટલાજ શબ્દો ઉચ્ચારતા અને પોતાના પ્રભુ

ભજનમાં દીવસો નિર્ગમન કરતા હતા. અનાજ પણ થઇ રહ્યું દ્રવ્ય પણ ખૂટી ગયું અને એક પાઇ પણ ન રહી એટલે પેલા ધનાઢયે આપેલા રાચરચીલામાંથી જોઇતી વસ્તુઓ રાખી તમામ પાણીના મૂલ્યે વેચી દઇ તેનું અનાજ ભર્યું. અને ગુજરાન કરવા લાગ્યા. તે પણ એકાદ બે માસે થઇ રહ્યું એટલે છેક જ કડાકા વેઠવાની વખત આવી અને બાળ બચ્ચાંઓને પણ બે દિવસના અપવાસ થયા. આ જોઇ માણેકબાઈથી ના રહેવાયું જેથી મધ્યરાત્રીએ એક સમયે એકાંત જોઈ મેહેતાજીને કેહેવા લાગી કે "સ્વામિનાથ, આજ બબે દિવસના આ બાળકોને કડાકા થયા છે આપણા કહાચ અન્નવિના પ્રાણ જાય તો હરકત નથી પણ આ બે બાળકો માટે તો કાંઈક ઉપાય થવો જોઇએ." મેહેતાજીને આ વાત ગળે ઉતરી જેથી પોતાની પેલી પ્રતિમા પધરાવી હતી ત્યાં જઈ કરતાળથી શ્રી કૃષ્ણ પરમાત્માને કિર્તન કરી અરજ કરવા લાગ્યા કે " હે પરમાત્મન્ આજ બબે દીવસનાં ફાકા વેઠાય છે. ભૂખથી આ બાળકોનો જીવ જાય છે. તેમજ આવી કંગાલ અને નધણીયાતી સ્થિતિમાં આ સર્વ જીવો પીડાય છે તો જરા વહાલા! સામું તો જુઓ. આપના ભક્તવત્સલના પદને શીદ કલંક લગાડો છો? આપનું બીરૂદ શીદ ગુમાવો છો? આપે મને વચન આપી કોલ કર્યો કે " નરસિંહરામ હું તારો પ્રત્યેક ક્ષણે

વ્યવહાર અને પરમાર્થ નિભાવીશ. તે શું સત્ય છે ખોટુંજ કે હે કપટી પ્રભુ આમ સર્વ સાથે કપટજ રમો છો કે? વાહ! વાહ! મારા નાથ જ્યાં ત્યાં ભકતોને આમજ દમોછો કે? હશે ખેર, જેમ તમને ગમ્યું એમ ખરૂં; તમારી ગતિ તમે જાણો, પણ મારી ગતિ તો શામળા એક તમેજ છો. તમે તરછોડી તજી દેશો પણ હું આ પ્રાણ જતાં પણ આપનો પલ્લો છોડનાર નથી. હે પ્રભુ આમ બધે કરશો તો આપનું શરણાગત પદ વગોવાશે. માટે હવે તો સામું જુઓ? હે વિઠ્ઠલ હવે વ્હારે ચડયા સિવાય તમારો છુટકો થનાર નથી." આટલું પેલી કૃષ્ણ મુર્તિ પ્રતિ કહી મેહેતાજીએ શ્રી કૃષ્ણપરમાત્માનું ધ્યાન ધર્યું અને સહજ સમાધીસ્થ થઇ ગયા. આણી તરફ વૈકુંઠમાં આ વખતે શ્રીકૃષ્ણ પરમાત્મા મધ્યરાત્રિ હોવાથી નિદ્રાવશ થયા હતા. લક્ષ્મીજી પગ દબાવી રહ્યાં હતાં. રાત્રીનો ત્રીજો પ્રહર થવાનો સમય થયો હતો. આખુ વિશ્વ જંપી ગયું હતું પણ અશ્વિનમાસના શુકલપક્ષની દશમીનો દીવસ હોવાથી ચંદ્રમા પોતાની કળાઓને અધીકને અધીક તેજસ્વી બનાવતો હતો. આવી અજવાળી રળીયામણિ રાત્રિએ આપણા શ્રી કૃષ્ણ પરમાત્મા પોતાના મકાનમાં આવેલા ચાંદની ચોકમાં એક સુવર્ણ અને રત્નોથી મઢેલી હીંચોળાખાટ ઉપર નિદ્રા લેતા હતા. ભગવાન છેકજ મોડા સુતેલા જેથી લક્ષ્મીજી હજી સુધી ભગવાનની પગચંપીજ

કર્યા કરતાં હતાં કારણ કે તેમનો નિયમ હતો કે શ્રીકૃષ્ણ પરમાત્માની પગચંપી કરી તેમને ઉંઘાડી પછી હમેશાં સુવું તે સિવાય પથારીમાં પગ મુકવો નહિં આ પ્રકારની વૈકુંઠમાં પ્રવૃત્તિ હતી એટલામાં ભગવાન એકદમ જાગી ઉભા થઇ ગયા અને અક્રુરને મોટે અવાજથી બોલાવા લાગ્યા. અક્રુરજી પણ આ વખતે પાસેની એક બીજી કોટડીમાં સુતા અને ગાઢ નિદ્રામાં હતા જેથી એક અવાજે બોલી શકયા નહિં જેથી ભગવાને ઉપરા ઉપરી બુમો મારી એટલે અક્રુરજી ઝટ જાગી ઉઠયા અને આંખો ચોળતે ચોળતે પ્રભુ સમક્ષ આવી બોલ્યા “ જી મહારાજ શી આજ્ઞા છે ?” કૃષ્ણ પરમાત્મા કહેવા લાગ્યા “ તમે એકદમ વૈમાનમાં જુનાગઢ જાઓ અને મારા ભક્ત નરસિંહને અન, ધન, ધામ, ધરા જે જે જોઇએ તે તે સર્વસ્વ તે કહે તેટલું આપી આવો અને મને તેમ કર્યાની ઝટ ખબર આપો !” અક્રુરજીએ કહ્યું “ભગવાન્ જેવી આજ્ઞા હાલજ જઇ આપની આજ્ઞાનુસાર તેમને સર્વસ્વ આપી સંતોષ પમાડું છું ” કૃષ્ણ કહે છે “ એકદમ જાઓ ! અક્રુરજી પાણી પીવા જેટલો પણ જો વખત ગુમાવો તો તમને મારા પોતાના સોગન છે. તમે આવી જ્યાં સુધી તેમ કર્યાની ખબર નહીં આપો ત્યાં સુધી મારે અન્નજળ કે નિદ્રા હરામ છે આવાં શ્રીમદ વીષ્નુભગવાનનાં વચન શ્રવણ કરી અક્રુરજી તેઃ બરાબર પોશાક સજવા પણ ના રહ્યા અને જેમ

તેમ વએ સંજી લઈ ગરૂડને બોલાવી તેના વેમા-નમાં સ્વાર કરી પવનવેગે પલકમાં જુનાગઢ આ-વ્યા આ વખતે પાછલી રાત્રિના ચાર વાગવાનો સમય થવા આવ્યો હતો. મેહેતાજી તો જે પ્રભુના ધ્યાનમાં મધ્ય રાત્રિથી બેઠા હતા તે પછી ઉઠયાજ ન હતા. માણેકગવરિ બન્ને બાળકોના પ્રાણ અન્ન વગર જવાની: તૈયારીમાં છે એવો ભય લાગવાથી પ્રભુને સંભારી છાતીફાટ રૂદન કરતી હતી અને બાળકોના મુખમાં વારંવાર શુદ્ધ જળનું સિંચન કર્યા કરતી હતી :બાળકોની સ્થિતિ પણ અત્યંત આ વખતે દુખી બની ગઇ હતી. બે દીવસના ફાકાથી માત્ર તેમના પ્રાણ જવાનાજ બાકી રહી ગયા હતા, બાકી તેમની આંખોમાં અને પેટમાં કુવા પડી ગ-યા હતા. ભૂખથી તમરખાઇ જમીનપર લોથપોથ થઇ તરફડયા કરતાં હતાં અને મા ખાવાનું એ તેમના શબ્દોથી વારંવાર માતાના અંતરમાં કરૂણા અને ખેદ સિવાય અન્ય કશુંજ ન હતું હવે પેલા અક્રુરજી પેલી ધર્મશાળા આગળ આવ્યા એટલે એક રબારણ તાજું દુધ ભરેલી વટલોઇ લઇ આ-વતી હતી તેની પાસેથી એક શેર દુધ લઇ પશ્ચાત અંદર ગયા અને જ્યાં આપણા ભક્ત શિરોમણિ નરસિંહ મેહેતા પોતાના કુટુંબ સાથે નિવાસ કરી રહ્યા હતા ત્યાં આવી માણેકબાઈ પાસે ઉભા રહ્યા એટલે માણેકબાંઇ એકદમ ભય પામી તેમને કહે-વા લાગી "અરે ભાઇ આવી રાત્રીએ આટલા બધા

વેહેલા આવી અમારી પાસે ઉભા રેહેનાર તમે કોણ છો ? શા માટે આવ્યા છો." અકુરજી બોલ્યા. "માણેકબાઈ ધૈર્ય ધરો ભય ન પામો. જુઓ હું અકુરજી અને ભગવાનના મોકલવાથી અત્યારે તમારી પાસે આવ્યો છું પણ હવે બીજી વાત પછી કરજો પ્રથમ આ બન્ને બાળકોના મુખમાં આ શેર દુધ છે તે રેડી દો એટલે પ્રાતઃકાળ થશે ત્યાં સુધી તેમનો પ્રાણ ટકશે પછી સહવારમાં તો સર્વસ્વ આવી મળશે અને સર્વ સારાં વાનાં થશે. બેહેન હવે તમારા બાળકોને ઉની આંચ આવનાર નથી અને ભક્ત નરસિંહ ક્યાં છે તે બતાવો ?" માણેકબાઈએ કહ્યું એમ. શ્રીહરિએ તમને મોકલ્યા. ધન્ય પ્રભુ ધન્ય લાવો ત્યારે તો તે દુધ હું મારાં બાળકોને પાઈ દઉ કે એમનો પ્રાણ તો બચે. અકુરજી જો આપ આ વખતે દુધ ના લાવ્યા હોત તો જરૂર સહવાર થતાં થતાંમાં મારાં બાળકોનો પ્રાણ જાત. ઠીક થયું શ્રીહરિએ લાજ રાખી. અમારે માટે તો કશીએ હરકત નથી. જાઓ પેલા કૃષ્ણ મંદીરમાં મહેતાજી સમાધીસ્થ થએલા છે. જાગ્રત કરો અને સુખેથી મળો. ભાઈ આપનો અને પ્રભુનો અતિ ઉપકાર થયો કે આવા દુખદ પ્રસંગે આવી સંભાળ લીધી." અકુરજીએ કહ્યું "બ્હેન મેહેતાજીને સાક્ષાત જ્યાં શ્રી કૃષ્ણ સહાય છે ત્યાં ચૌદ લોકમાં પણ કોણ શું કરનાર છે. ભાવિનો ભાવ ભાવિ ભજવે પણ પરમાત્મા પરીણામે પોતાના ભકત ભણી જોયા.

ખબર રહે છે ? કહી નહિ. માટે બ્હેન હવે લેશ પણ કોઇ બાબત ચિંતા કરશો નહિં. સર્વ સગવડ કરી આપવા પ્રભુશ્રીની મને આજ્ઞા થયેલી છે એટલે કાલને કાલે પ્રભુ ઇચ્છા તો ધન ધાન પશુ મંદીર વાહન ઈત્યાદી જે મેહેતાજીને જોઇશે તે આવી મળશે. માટે નિશ્ચિત રહી પ્રભુનુ ભજન કરો" આટલુ કહી અક્રુરજી તો જયાં મેહેતાજી પોતાના મંદીરમાં સમાધી લગાવી બેઠા હતા ત્યાં આવી તેમને જાગ્રત કરવા લાગ્યા થોડીવાર થઈ એટલે મેહેતાજી જાગ્યા અને અક્રુરજીને ઓળખી એકદમ તેમને ભેટી તેમના ચરણમાં લોટી પડયા બંને બાળકોના પેટમાં અછેર અછેર દુધ પડવાથી તેમના જીવમાં જીવ આવ્યો જેથી ઉભાં થઇ મેહેતાજી પાસે આવી ઉભા રહ્યાં. માણેકબાઇ પણ તેમની પાછળ ત્યાં આવી. અને અક્રુરજીને સર્વેએ સાષ્ટાંગ કર્યા. પશ્ચાત મહેતાજી અક્રુરજીને પુછવા લાગ્યા. કહો ભાઇ મારા પ્રભુ ક્ષેમકુશળ તો છે ને?" અક્રુરે કહ્યું હા પણ તમારે હવે શું શું જોઇએ છીયે તે મને કહી દો એટલે હું શેહેરમાં જઇ સર્વસ્વ આપને લાવી આપુ. મને તેજ કારણથી અત્યારે ને અત્યારે મોકલ્યો છે. માટે જે જે વસ્તુઓ જોઇયે તેની યાદી મને બરાબર પ્રભાત થાય એટલે કરાવી દો ?" મેહેતાજીએ કહ્યું "બહુ સારૂ. એ મારી મારા નાથને ચિંતા ન હોય તો બીજા કોને હોય? તે મને સર્વ જોઇતી ચીજો ના લાવી આપે તો બીજું કોણ

આવી આપે તેવું છે. અક્રુરજી મારી બીજી તેમના સીવાય કોણુ સંગી છે આપ બધું જાણો છો. ”
અક્રુરજી કહેવા લાગ્યા “ મેહેતાજી. અને તેમાં તો પ્રભુ અડધી રાત્રે ભર નિંદ્રામાંથી તમે સ્મરણ કર્યું કે તરત જાગી ઉઠયા અને મને ભર ઉંઘમાંથી જાગ્રત કરી આણી તરફ મોકલ્યો તે કદી તેમ ન હોયતો બનેજ કે ? માટે કહી દો કે આપને શી શી વસ્તુઓ જોઇયે છીએ એટલે તેની હું પેરવી કરૂં. ” મેહેતાજી કહેવા લાગ્યા કે મારે બીજું શું જોઇયે. રહેવાને માટે એક ઉત્તમ અને વિશાળ મંદીર. જીવનને ખાતર અન્ન અને જળ, અને ત્રાજું હરેક વસ્તુ લાવવા માટે દ્રવ્ય જોઇએ તે અક્રુરજી આ ત્રણ સિવાય મારે શાની જરૂર હોય?” અક્રુરજીએ ઉત્તર વાળ્યો “ બહુ સારૂં ત્યારે એ ત્રણેની સવડ તમને પ્રભુની આજ્ઞાનુસાર સત્વર કરી આપુ છું પછી આપને કોઈ ચિંતા છે.” મેહેતાજીએ કહ્યું “ના પછી તો કંઇએ ચીંતા નથી પછી કાલે ઉઠીને પ્રભુ બીજી ચિંતા નાંખે તો તે જાણે તેને દુર કરવી પડશે, બાકી હમણાંને માટે તો કશું એ ચિંતા કરવા જેવું દેખાતું નથી.” અક્રુરજી બોલ્યા, “બહુ સારૂં ત્યારે હવે આપ દાતણપાણી સ્નાન ધ્યાન કરો એટલામાં હું અનાજ વીગેરે જોઇતી વસ્તુઓ લેઇ આવું છું અને કોઇ વિશાળ અને દીવ્ય નવું બાંધેલું મકાન હોય તો તે પણ જોતો આવું છું.” મેહેતાજીએ કહ્યું “જેવી આજ્ઞા” આટલું

કહી અક્રુરજી તો જુનાગઢના દરવાજામાં પેઠી; શેહેર તરફ વિદાય થયા અને મેહેતાજી તથા મેહેતીજી-એ શૌચ સ્નાન ધ્યાન ઇત્યાદિ નૈમિતિક કીયાઓ કરવામાં પ્રવૃત થયાં. ક્રિયામાંથી પરવારી જ્યાં પોતાના કૃષ્ણ મંદીરમાંથી બારણે આવ્યા એટલે મજુરો દ્વારા અક્રુરજીએ અનાજ, ઘી, ગોળ, તેલ ઇત્યાદી સર્વ ભોજનની સામગ્રીની વસ્તુઓ મોકલાવી હતી તે આવી પહોંચી જે મેહેતીજીએ લઇ તેને બરાબર સાફ કરી કોઠારમાં ભરાવી દીધી. અને અક્રુરજીએ એટલું ધાન ભરાવી દીધું કે સંતસાધુઓને જમાડતાં પણ ત્રણ વરસ સુધી ખુટે નહિં. થોડીવાર થઈ એટલે અક્રુરજી આવ્યા અને મેહેતાજીને કહેવા લાગ્યા. મેહેતાજી એક દિવ્ય મંદીર આપના લાયક શહેરમાં જોઈ આવ્યો હું અને તે વેચવાનું છે તેની કીમત આશરે પાંચ હજાર સોનામોહોરની અંકાઈ છે. આપ જોઇ જાઓ તો પછી ખરીદી લઇયે અને કાલથી ત્યાંજ નિવાસ થઇ શકે મેહેતાજી બોલ્યા “ અક્રુરજી મારે તો મારૂં કૃષ્ણમંદીર તેની અંદર રૂડી રીતે થઇ શકે તેવી મોકળી જગા હોય અને એકી વખતે હજાર સંતસાધુઓની પંગત બેસી હોય તો પછી આ દાસને રેહેવામાં કોઇ પ્રકારે અડચણ નથી ” અક્રુરજીએ કહ્યું “ પ્રભુની ઇચ્છા થઇ છે એટલે એ આપના મન માનતું જ મકાન છે એમાં શક નથી પણ આપ તે જોઇ ખાત્રી કરી કહો તો પછી ખરીદી લઇએ

નહી તોપછી બીજુ જોઇ ખરીદીએ" આ સાંભળી મેહેતાજીએ કહ્યું "ત્યારે ચાલો જોઇએ" આ ઉપરથી અક્રૂર અને મેહેતાજી મંદીર જોવા ગયા જઇને જુએ છે તો મેહેતાજીને તે મકાન પસંદ પડ્યું અને અંદર જઇ પોતે અક્રૂરજીને જ્યાં જ્યાં કૃષ્ણ મંદીર પાઠશાળા કીર્તન મંડપ તુલસિ કયારા કોઠાર, પાણીયારૂં, સુવા બેસવાનું હતું તે તે સર્વ જગો બતાવી દીધી અને તે મકાન ખરીદ કરવાને પણ હા કહી દીધી જેથી અક્રૂરજીએ તરત તે મકાન ખરીદી લીધું. મારા પ્રિય વાંચનાર તે મકાન જુનાગઢમાં જેતપુર જવાના દરવાજા પાસે જ હતું અને તે ખરીદી તેમાં અક્રૂરજીએ ભગવાનની આજ્ઞાનુસાર મેહેતાજીની ઈચ્છા મુજબ સર્વ સોઇ કરી આપી એટલે મેહેતાજીએ આવી સહકુટુંબ નિવાસ કર્યો.

—※—

## પ્રકરણ ૪ થું

### કુંવરબાઈનો કરીયાવર.

મારા પ્રિય મુમુક્ષુ વાંચક વૃંદ ! અક્રૂરજીને ગયે ત્રણેક માસ આશરે પુરા થયા અને કુંવરબાઇના સાસરેથી આણું આવ્યું, શ્રીરંગધર મહેતાએ પોતાના ગોરને કુંવરબાઇને તેડવા મોકલ્યો હતો. સીધુ હતું જેથી મેહેતાજીએ રસોઈ વીગેરે કરી ભોજનથી આગતા સ્વાગતા તે ગોરની સારી કરી;

પણુ અક્રુરજીએ જેટલું દ્રવ્ય આપ્યું હતું તે સઘળુ સંતસાધુઓમાં અને ભંડારા કરવામાં પાછું મહેતાજીએ મોકળે હાથે ખરચી નાંખ્યું હતું જેથી દ્રવ્ય પાસે રૂપું ન હતું તેની ચિંતા કરવા લાગ્યા મેહેતાજી તો સ્વભાવે અતિ વિરક્ત એકમાત્ર કૃષ્ણ કીરતન અને ભજન સિવાય જેની અન્ય કશીજ પ્રવૃતિ ન હતી અને જે લોક લાજ છોડી સંત સાધુઓના અખાડામાંજ દીવસ અને રાત્રિનો ઘણો ખરો સમય ગાળતા હતા જેથી પેલો બ્રાહ્મણ ગોર શ્રીરંગધર મેહેતાને ત્યાંથી આવ્યો ત્યારે તેઓની ઘરમા હાજરી ન હતી તેઓ તો હાથમાં કરતાળ લેઇ પગે ઘુઘરા બાંધી તિલક તુલસિની માળા ઇત્યાદિ ધારણુ કરી જ્યાં ત્યાં વિશ્નુ મંદિરમાં કે સંત સાધુઓમા કે કોઇ ઢેડોના મોહલ્લામાં જ્યાં કોઇ હરિનો દાસ હો જાય ત્યાં જઇ ભજનની ધુન જગાવતા હતા અને પણુ તેઓ કંઇ કીરતન કરવાજ ગયેલા હતા શ્રીરંગધર વેહેવાઇને ત્યાંથી પુત્રિને તેડવા કાજે આવેલ ગોર તો તેના ખડીયા પોટલાં મુકી જુનાગઢ શહેરમાં કેટલાક પોતાના ઓળખાણુવાળા નાગર સદ્દગૃહસ્થોને ત્યાં મળવા માટે ગયો અને મેહેતાજી તેના ગયા પછી વિચાર કરવા લાગ્યાં કે " આ મેહેતાજીને પૈસો આવે તે સાધુ વૈરાગીને ખવરાવવામાં ખરચી નાંખવો ઢીચણુ સુધી ઘુઘરા બાંધી હાથમાં કરતાળ પકડી મોઢું આજર જેવડું તિલક તાણીને નાચી કુદી કીરતન

ભજન કરવાં અને દુનિયાદારીનું કંઈ પણ ભાન રાખવું નહિં હવે પુત્રીને તેના સાસરે વળાવવી પડશે અને વળાવતી વખતે કંઈ ન્યાતજાતના રિવાજ મુજબ કરીયાવર પણ કરવો પડશે સાસરે જાય અને લોકો વા તેનાં સાસરીયાં કરીયાવર જોવા માગશે તો મારી રાંક દીકરી તેની પાસે હશે નહિં તો શું બતાવશે સહજ ગરીબમાં ગરીબ અને સાધારણ કરીયાવર કરવાને પણ આશરે પચીશ રૂપીયા જેટલું દ્રવ્ય જોઈએ. ઘરમાં એક પાઈ ! ઠેકાણું નથી તો એટલી મોટી રકમ ક્યાંથી લાવશી? " આવા પ્રકારના જ્યાં વિચારો માણેકબાઈના મનમાં ઘોળાયાં કરેછે એટલામાં આપણી વાર્તાના નાયક ભક્ત શિરોમણી નરસિંહ મેહેતા " જય જય રામકૃષ્ણ ગોવિંદ, જય જય મુકુંદ પરમાનંદ " આ શબ્દોની ધુનમાં ને ધુનમાં કીરતાળથી તાલ આપતા મધુર સ્વરે આલાપ કરતા કરતા આવી પોહચ્યા. આવી તાલ વીગેરે કોરાણે મુકી પોતાનો મુકુટ કાઢી હાથ પગ ધોઈ મધ્યાન્હ સંધ્યા કરવા બેઠા અને માણેકબાઇ પણ રસોઇ કરી પેલા ગોરમહારજ જે કુંવરબાઇનું આણું કરવા આવ્યા હતા તેમને આવવાની રાહ જોઇ બેઠી. થોડીકવાર થઇ એટલે મેહેતાજી સંધ્યા કરી કૃષ્ણ મંદિરમાં જઈ પેલી મુર્ત્તિ સમીપ જઇ બાટલા ઉપર બેઠા અને માણેકમવરીને બુમ મારી કહેવા લાગ્યા કે " ભગવતિ કહો પ્રભુના થાળની કેટલી વાર છે? " માણેકબાઇ ઠાકોરજી માટે થાળ

પુરી મેહેતાજીની સમીપ પડેલી બાજઠ ઉપર મુકી તેમને કહેવા લાગ્યાં "સ્વામિન થાળ તો હ્યો પ્રભુને પ્રથમ ભલે ધરાવો પણ આપણે ત્યાં મેહેમાન છે તેના આવ્યા પછી આપણે જમવાનું છે." મેહેતાજીએ કહ્યું "મેહેમાન કોણ છે. અરે ભુલતા હશો કદાચ કપટી કૃષ્ણ હશે." માણેકગવરિએ ઉતર વાળ્યો "ના કૃષ્ણ નથી પણ આપણા વેહેવાઇ શ્રીરંગધર મેહેતાએ કુંવરબાઇને તેડવા માટે તેમના ગોરને મોકલ્યો છે. અને તે શેહેરમાં આપણી ન્યાતના તેના યજમાનોને મળવા ગયો છે. પણ સ્વામિનાથ કુંવરબાઇને કંઈ કરીયાવર કર્યા વગર મોકલાશે. અને કરીયાવર કરતાં સહુજ વીશપચીસની રકમ જરૂર પડશે માટે ગમે તે રીતે આ પ્રસંગ પરત્વે પણ પ્રભુને નીવેડવા સિવાય ચાલે તેવું નથી" આ સાંભળી મેહેતાજી બોલ્યા "સાધવી નિર્ભય રહો. મારા નાથને કયારની ચીંતા થઈ હશે એની મેળે આવીને કરશે નહીં તો કયાં જશે. એને જેવો રૂચશે તેવો કરીયાવર મારા કૃષ્ણ મહારાજ કરી કુંવરબાઇને વળાવશે. આપણે તો તેના નામના માબાપ જેવા છીએ. બાકી ખરો બાપ તો તેજ મારો પરમકૃપાળુ ગોવિંદ છે. માટે વૃથા મારૂં મારૂં કરી ધનની આશક્તિ રાખવી ઉચીત નથી. હે સહધર્મચારણી તમારા જીવને તમારા મનરૂપી અશ્વને એમ સમજાવો કેઃ—



## પ્રભાત.

સમરને શ્રીહરિ મેલ મમતાપરી,
જોને વિચારીને આપ વારૂં;
તું અલ્યા કોણુને કેને વળગી રહ્યો,
વીણુ સમજે કહે મારૂં મારૂં.
દેહ તારી નથી જોને જુગતે કરી,
રાખી તે નહીં રહે નક્કી જાશે.
ધનતણું ધ્યાન તું અહોનીશ ચિંતવે,
એરે અંતર તારે આડ થાશે.
પાસેના પીયુને કેમ ગયો વીસરી.
હાથથી ગઇ બાજી થાશે ખોટી.
ઘેને ઘેરાઇ ગયો નીદ્રામાં ઉંઘી રહ્યો,
જાગે તો નરસૈને આશ મોટી.

ઉપર પ્રમાણે એક પ્રભાતનું પદ ત્યાંને ત્યાં શિઘ્રતા પૂર્વક બનાવી ગાઇ મેહેતાજીએ શ્રવણ કરાવ્યું એટલે માણેકગવરિ પ્રભુમાં આસ્થા રાખી પાછી નિશ્ચિંત બની અઇ અને તેમની જોડે શ્રી હરિનુ ધ્યાન ધરવા બેઠી મેહેતાજી સપત્નિ વર્તમાન ધ્યાન ધરે છે એટલામાં પેલા ગોર બાર ઉપર એક વાગ્યાને શુમારે જમવા આવી પહોંચ્યો. મે હેતીજીએ રસોઇની થાળો પીરસી મેહેતાજીને બાલાવ્યા અને મેહેમાનને લેઈ મેહેતાજી પણ પ્રેમ પુર્વક જમવા બેઠા. જમી રહ્યા છે કુશુમંદીરમાં આવી બાજઠનું આસન આપી પેલા ગોરમહારાજને બેસાડયા ઘડીવાર થઈ એટલે માણેકગવરી પણ

જમી ઉઠી પરવારીને ત્યાં આવી એટલે પેલા ગોરમહારાજ મેહેતાજીને કેહેવા લાગ્યા કે " મેહેતાજી હવે મને વીદાય કરો તો સારૂં કારણ કે મારે ઘેર યજમાનવૃતિ સંભાળનાર મારા સિવાય કોઇ નથી પછી અડી ઓપટીએ બેરાં કામ ચલાવી લે એ વાત જુદી છે પણ ઘરમાં કોઇ બીજું પુરૂષ વર્ગ કે વડીલ નહીં એટલે અવશ્ય જેમ બને તેમ જલ્દી જવાની આવશ્યકતા છે આ પ્રકારનાં ગોરનાં વચનો શ્રવણ કરી મેહેતાજીએ ઉત્તર વાળ્યો " ગોરમહારાજ હજુ તો અમે કુંવરબાઇને કશો કરીયાવરે નથી કર્યો માટે બે ચાર દીવસ સુખે રહો અને કરીયાવરકરી કુંવવબાઇને તેડી પછી પધારો બારણે નીક ળ્યાં પછી બે દીવસ આમ કે આમ મારે જે કાર્ય અર્થે આવ્યા છો તે કાર્ય સિદ્ધ કરી પાછા જાઓ તો સારૂં " ગોરે કહ્યું " ત્યારે માણેકબાઇને જે કરીયાવર તમારે કરવો હોય તે સત્વર કરો એટલે પછી અમે જઇયે " મેહેતાજી કહેવા લાગ્યા " ગોરમહારાજ મારે કરીયાવર કરવો નથી એનો મારા નાથને કરવાનો છે કેમકે તેઓ કુંવરબાઇને કંઇક નવાન અને તેણીને સંતોષ ઉપજે તેમજ નાગરિ ન્યાત તે કરીયાવર જોઇને ધન્યવાદ આપે તેવો કરીયાવર મારા પ્રભુની તરફથી આવી પોહોંચે ત્યાં સુધી આપને અત્રે શોભવાનું છે " ગોરે કહ્યું " અરે મેહેતાજી શું ગાંડા થયા કોઇને ભગવાને કરીયાવર કર્યો હોય એમ તે હજુ સુધી સાંભળ્યું છે ?

એમ તે ભગવાન આવી વળી કોઇને કરીયાવર કરતા હશે. શું કંઈ મારૂં હૈયું ખસી ગયું છે તે એવી ન માનવા યોગ્ય વાત હું માની તે ઉપર ભરોસો રાખી બેસી રહું." મેહેતાજી કહેવા લાગ્યા "એ ગોરમહારાજ એજ મારો દ્વારિકાધીશ પોતેજ કુંવરીને કરીયાવર કરશે. એજ મારો શામળો સાચો અને તદ્દન નવિનજ કરીયાવર કરશે જે આપ જોશો." એટલામાં મેહેતીજી માણેકબાઇ વચમાં બોલી ઉઠયાં કે "શ્રીહરિ કરીયાવર કરશે પણ તે ક્યારે કરશે ગઇ તક પછી જોશીએ વાંચે નહીં માટે આ અણી સચવાય અને મારી લાડકી પુત્રીને તદ્દન વિચિત્ર અને ઉમદામાં ઉમદો કરીયાવર થાયા ત્યારે નાગરિ ન્યાત પ્રસન્ન થાય અને આપણી નામના ગણાય. તો નો આખી નાગરિ ન્યાતને ખાત્રી થાય કે ભક્તવત્સલ કરૂણાળું કૃષ્ણ પ્રભુ તમને હાજરાહજુર અને પ્રત્યક્ષ છે." આ સાંભળી મેહેતાજી બોલ્યા "સાધવી શ્રદ્ધા રાખશો તો મારો નાથ સહુ સારાં વાનાં કરશે. અને તમે ઇચ્છોછો તેવોજ કરીયાવર કુંવરબાઇને કરશે. આપણા કરતાં તે દીનદયાળ દામોદરને વધારે ચિંતા છે." માણેકબાઇએ આ વચનો શ્રવણ કરી ઉતવાળ્યો "સ્વામિનાથ ત્યારે કાલને કાલ કરીયાવર થવો જોઇયે ગોર મહારાજ હવે વધારે વાર થોભશે નહીં" મેહેતાજી કહે છે "બહુસારૂં ત્યારે કાલે કરીયાવર મારા નાથ કરી દેશે" એમ કહી મેહે-

તાજી કરતાળ લેઇ ભજનની ધુન જમાવવા જાય છે ત્યાં મેહેતાજીને ઢેઢવાડામાંથી એક. ઢેડને ત્યાં ભજન કરવાને બોલાવવાનુ એક મનુષ્ય આવ્યું. મેહેતાજીએ ઢેડનો પ્રેમ જોઇ તેમને કહાવ્યું કે " હું ભજન કરવા તો આવું પણ તેમના ઘરમાં બેસી શકીશ નહીં તેના આંગણામાં પીપળાનું વૃક્ષ અગર તો તુલસિકયારાઓ હશે તો ત્યાં બેસી મારા કૃષ્ણ પ્રભુનું કિરતન કરવા તેયાર છું પેલા બોલાવવા આવેલા મનુષ્યે કહ્યું " મેહેતાજી તુલસિ ક્યારામાંજ આપને આસન નાંખી આપીશું અને આપ કહેશો તે પ્રમાણે સોઇ કરાવીશું ! માટે પધારો " મેહેતાજીએ એ વાત સ્વિકારી અને તે મનુષ્ય ગયો આ મનુષ્ય એક ઢેડોને ગોર જે ગરોડાની જાતે ઓળખાય છે તે મેહેતાજીને ભજનનું આમંત્રણ દેવા આવ્યો હતો તે ગરોડો અતિ પવિત્ર અને પરમ ધર્મિષ્ઠ વૈશ્નવ હતો અને મેહેતાજીના ભજનમાં અત્યંત પ્રિતિ રાખતો હતો. મેહેતાજી અને ગરોડાની વાતચિત ઉપરથી પેલા કુંવરબાઇને ત્યાં આણે આવેલા ગોરમહારાજ તો દંગ થઈ ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે " શું મેહેતાજી ઢેઢને ત્યાં પણ ભજન કરવા જાય છે અરેરે ઉત્તમ કુળવાન નાગર બ્રાહ્મણ થઇ આવા ઢેડોનો સંગ કરેછે એ શું થોડું શરમ ભરેલું છે? શું કરે મારા પરમપ્રિય યજમાન શ્રીરંગધર મેહેતાના વેહેવાઈ થાય છે એટલે કંઇ

મની વિરૂદ્ધ પગલાં ભરી શકાય નહિં બાકી
। બીજો નાગર હોત અને આ પ્રકારનો અશુચિ
'નોના સંસર્ગમાં રેહેતો હોત તો તરતજ ન્યાતના
ાર આગેવાનોને ઉશ્કેરી તેને ન્યાત બહાર મુકા-
ા વગર રેહેત નહિ એવો વિચાર કરી તે
ાર પોતાના આ વિચારો પ્રગટ ન કરતાં મેહે-
ાજી ે કહેવા લાગ્યો " મેહેતાજી કાલે સહવારમાંજ
' કુંવરબાઇને લઇ વિદાય થવાનો છું માટે આ-
ને જે કરીયાવર કરવો હોય તેની આજથી તૈયારી
રી લેજો કાલે મને કોઇ લાખ રૂપીઆ આપે તો
ગુ હું રહેનાર નથી એ નક્કી માનજો મેહેજીતી
હેવા લાગી " એ ગોર મહારાજ ખરૂં કહે છે.
જન કરવું હોય તે કર્યો પછી જજો પણ પ્રથમ
ારી લાડકીના કરિયાવર માટે બંદોબસ્ત કરો
હેતાજીએ કહ્યુ " ત્યારે લે મારા નાથને બોલાવું
.ટલે તે કરિયાવર લઇ આવશે ! એમ કહી આ
ણુા ભક્તશિરોમણી નરસિંહ મેહેતા પેલી કૃષ્ણ
ાર્તિ સમીપ ફરી જઈ તાલ લેઈ કૃષ્ણપરમાત્માનું
ાાન ધરવા બેઠા માણેકગવરિ પણ જોડે પોતાના
ધુર કંઠથી કૃષ્ણનું સ્મરણ કરવા લાગી મેહેતાજીની
િ કુંવરબાઈ તથા પુત્ર સામળપ્રસાદ એ બન્ને
. . . પણ ઝાંઝ અને મરદંગ વીગેરેથી મેહેતાજીની
ોઠા આલાપવાળી ધુનમાં તાલ આપવા લાગ્યાં
લા ગોરમહારાજ તો જોઈને આભા બની ગયા
ાને કરતાલ ઝાંઝો મૃદંગ વીગેરેની જ્યાં પુરી

રણુઝીક મચી રહી એટલે અભરાઇ કંટાળી મેહેતાજીના કૃષ્ણ મંદિરમાંથી બહાર આવી ઓસરીમાં બેઠા અને મેહેતાજીએ તો કરીયાવર કરવાથી કૃષ્ણચંદ્રને હાજર થવા માટે અડગ વૃત્તિ અને પ્રેમ ભરેલી ઉર્મિઓથી પદોમાં ગાવા લાગ્યા પેલા ગોરમહારાજ બહાર ઓસરીમાં બેઠા વિચાર કરે છે કે " એમ તે નાચે કુદે અને ઝાંઝો કુટવાથી ભગવાન આવી કરીયાવર કરી જતા હોય તો આખી દુનિયા કરે અરે રામ રામ કરો. નકામા એ બહાને ભગવાનને વગોવવા બીજું શું. નહિંતો વળી ઉત્તમ વર્ણ થઇ ઢેડને ત્યાં ભજન કરવાનુજ કદી સ્વિકારે કે ? નહીંજ હશે આપણે શું આપણે તો તે કરીયાવર કરે વા ના કરે તોપણ પ્રાતઃકાળમાં કન્યાને લેઇ મેહેતા શ્રીરંગધરને ત્યાં સોંપી દેવી છે પછી ન્યાતના કરીયાવર ન્યાત જાણે ! આ પ્રકારના ગોર મહારાજ તર્કવિતર્ક કર્યા કરે છે એટલામાં મેહેતાજીના કૃષ્ણ મંદિરમાં " બોલો શ્રી કૃષ્ણચંદ્રકીજય " એટલા શબ્દો સાંભળ્યા જેથી અંદર જઇ જુએ છે તો સાક્ષાત્ વિશ્નુ મૂર્તિ શ્રી કૃષ્ણ પરમાત્મા તથા લક્ષ્મીજી મેહેતાજી આગળ એક છાબમાં કરીયાવર લઇ ઉભા રહ્યા છે તે મેહેતાજીને તે આપે છે ને લક્ષ્મીજી કુંવરબાઇને પેહેરાવે છે માણેકબાઇ તથા મેહેતાજીએ સાષ્ટાંગ કર્યા છે અને પુત્ર શામળ તે શ્રીભગવાનની કેડે બાઝી પડયો છે. " આ દેખાવ જોઇ ગોરમહારાજ તો

ત્યાંને ત્યાં ઠરી ગયા અને મનમાં જે પ્રથમ વિરૂદ્ધ વિચારો સેવતા હતા તે એકદમ અનુકુળ થઇ ગયા અને મેહેતાજીને વિશ્નુ પ્રસન્ન છે એ વાતની પ્રત્યક્ષ ખાત્રી કરી તે વાત સત્ય માનવા લાગ્યા કરિયાવર કરી વિશ્નું ભગવાન લક્ષ્મી સહીત અદ્રશ્ય થઇ ગયા અને કુંવરબાઇએ પ્રસન્ન થઇ પ્રભુએ કરેલો કરીયાવર સ્વિકાર્યો ને બીજે દીવસે સાસરે ગઇ.



# પ્રકરણ ૫ મું.

## ભક્ત પુત્રનો વિવાહ અને લગ્ન.

મારા પ્રિય મુમુક્ષુ વાંચકવૃંદ, કુંવરબાઇ સાસરે ગઇ ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્માએ કરીયાવરમાં કંઇ સોનું રૂપું કે હીરામાણેક ના જરીના વસ્ત્રો કે કસબી સાડીયો કે એવું કંઇજ કર્યું નહતું. માત્ર ભક્તિને છાજતા પોશાક એક થાળમાં ભરી તેની સાથે એક પોતાની કૃષ્ણ મુર્તિ લાવ્યા હતા. પોશાકમાં ભક્તિનાં સાધનો અર્થાત એક કસબી લાલ વાઘાની ચુંદડી તુલસિની માળા ગોપીચંદન તથા એક કૃષ્ણની મૂર્તિ એટલાંજ વાનાં હતાં અને તેનો કુંવરબાઇએ અત્યંત પ્રેમથી સ્વિકાર કરવાથી તેને આપ્યાં હતાં. તે ધારણ કરી કુંવરબાઇ સાસરે ગોર સાથે વીદાય થઇ હતી. ગોરે તો પ્રત્યક્ષ તે પોશાક આપતાં સ્વયં શ્રી કૃષ્ણ પરમાત્માના દર્શન કર્યાં હતાં એટલે ગોરને તો તે પોશાકની

અને મેહેતાજીને શ્રી કૃષ્ણ વશ છે તે વાતની ખાત્રી થઈ હતી જેથી જરા પણ તે પોશાકની તેમણે નીંદા કરી નહતી. પણ કુંવરબાઈનાં સાસરીયાં તે વાત માનતાં ન હતાં. કુંવરબાઈને હરરોજ સાસુ મેહેણા ટુણાથી રડાવતી હતી. દીયર અને જેઠ જેઠાણી તથા સસરા તરફથી પણ પોતાના ભક્ત પીતાની નિંદા શ્રવણ કરતી હતી. છતાં પણ ચિત્તમાં શાંતિ અને ધૈર્ય રાખી પોતાના કૃષ્ણ ચંદ્રનું રટણ એક પલવાર પણ વીસરતી ન હતી. જેનું તેનું સાંભળી રેહેતી પણ એક અક્ષર સામો કોઇને ઉત્તર વાળતી નોહોતી. સાસરીયામાં અને સાસરાના સગાં સહોદરમાં પણ સર્વની થઇને રેહેતી અને અતિ નમ્ર અને માયાળુપણે સર્વ જોડે વર્તતિ હતી. 'વનો વેરીને વશ કરે' એ કહેવત પ્રમાણે તેણે પોતા સદ્વર્તન અને શુદ્ધ પ્રેમભાવથી દુશ્મનોને પણ વશ કરી લીધાં હતાં. આમ છતાં પણ નાગરિન્યાતે તેના સ્વભાવ પ્રમાણે તેના પીયરનાં વગોણું ગાવામાં ચુકતાં ન હતાં. તેણીનો પતિ અતિ દુષ્ટ સ્વભાવનો, વ્યભિચારી અને વ્યસની હતો તેમજ જ્યાં ત્યાંથી હાથ મારવાની પણ ટેવવાળો હતો. જેથી સદ્વર્તન રાખવા આ ભક્ત કન્યા જ્યારે જ્યારે તેને કહેતી ત્યારે ત્યારે બીચારી માર ખાતી. આમ અત્યંત પતિ તરફનું પણ કષ્ટ વેઠવા છતાં મૌન્યપણે પ્રસન્નતાથી તે સહુ સહન કરી શ્રીકૃષ્ણ સ્મરણ પુર્વક કાળ વ્યતિત કરવા લાગી.

હવે જુનાગઢમાં આપણા ભક્તશિરોમણિ નરસિંહ મેહેતા તો ઈષ્ટ શ્રી કૃષ્ણચંદ્રની ભક્તિમાં અહોરાત્રિ નિરંતર મચ્યાજ રહ્યા છે. કુંવરબાઈને આણું કર્યાને આશરે છ માસ થવા આવ્યા એટલે ગુજરાતમાં વડનગર કરીને એક શેહેર છે ત્યાંથી ત્યાંના દીવાનનો ગોર જે દીક્ષીતને નામે ઓળખાતો હતો તે વરની શોધ અર્થે જુનાગઢમાં આવ્યો હતો. પ્રિય વાંચનાર, આ વડનગર શહેર તમારૂં અજાણ્યું નહીં હોય છતાં પણ તેની જાણવા જોગ બાબત આ સ્થળે ટુંકાણમાં તમને જણાવું છું તને માટે ઈતિહાસમાં એક સ્થળે એમ કહેવાયલું છે કે એ શહેર ચારે યુગાંતર થયાં ચાલુ આવે છે જો કે હરેક યુગમાં અને અલાઉદ્દીન ખુનીના વખતમાં તેને વેરાન કરવામાં આવ્યું હતું. યદ્યપિ અનેક જુદાજુદા રાજાઓના સમયમાં ફરી વસ્યું હતું. એ શહેર નાગરોનું મુખ્ય મથક હતું. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત નિવાસી નાગરો પણ પ્રથમ ત્યાંથીજ આવી વસેલા કેહેવામાં આવે છે. તે ઘડીયે એટલે કરણ ઘેલાના પ્રધાન માધવના સમયમાં એ શહેરમાં આશરે નાગરોનાં દશ હજાર ઘર હતાં એમ કહેવાય છે તેમ અત્યારે પણ તે ઘરોનાં ખંડીયરો જમીનમાંથી મળી આવે છે. અકબરશાહના વખતમાં તાનસેનજીનો દીપકરાગ મલ્હાર ગાઇને બુઝવનાર તાના અને રીરી એ બે નામની નાગર કન્યા પણ આજ વડનગર શહેરની હતી. જેના પરથી સં-

મિત ઉત્પન્ન થયું કહેવામાં આવે છે વળી તે વખતે વડનગર શહેરની આસપાસ ત્રણુસે સાઠ તળાવો ત્રણુસે સાઠ કુવા, ત્રણુસે સાઠ વાવો ત્રણુસે સાઠ સરોવરો, ત્રણુસે સાઠ મહાદેવના શિવાલયો ત્રણુસે સાઠ નદીઓ તથા ત્રણુસે સાઠ તીર્થો હતાં એમ કહેવામાં આવે છે. નગરખંડના ગરબામાં તે સર્વ શીવાલયો, નદીઓ, કુવા, વાવ તળાવ અને સરોવરોનાં નામ આપેલાં છે તથા તેમાંનાં કેટલાંક તિર્થો હજી જીર્ણાવસ્થામાં પણ વડનગરની આસપાસ જોવામાં આવે છે જે ઉપરથી તે વાત સત્ય હશે એમ જણાય છે. વળી તે સમયમાં નાગરોએ બંધાવેલું હાટકેશ્વર મહાદેવનું દેવાલય પણ હજી એવું ને એવું છે અને તે માંહેલું બાણુ સ્વયંભુ શિવલીંગ આબેહુબ દર્શન કરવા લાયક છે. એમ કહેવાય છે કે નાગરો ઉપર કાશીવિશ્વનાથ મહાદેવે પ્રસન્ન થઈ કાશીના જેવુંજ શીવલિંગ આપી ત્યાં હાટકેશ્વરનું સ્થાપન કરાવ્યું હતું. તે સમયે વડનગર શહેરની જાહોજલાલીમાં હતું અને તેમાં જ્યાં ત્યાં જુનાગઢની પેઠે વડનગરના નાગરોજ કારભાર કરતા હતા. રાજાના દીવાનથી માંડીને સીપાઇ સુધી નાગરોજ જોવામાં આવતા. નાગર સિવાય અન્ય કોમને દરબારમાં કે દીલ્હીની શેહેનશાહતમાં ઘણે ભાગે નોકરી મળવાનો અસંભવ જણાતો આખા હિંદમાં માત્ર મુસલમાન અને નાગર [illegible] કોમ સર્વ રાજકારોબારના ખાતાઓમાં નજરે

પડતી. અન્ય શુદ્ર કે વૈશ્યવર્ગ વેપારમાંજ મચ્યો રહેતો તે વખતે ગુજરાતમાં પહેલા નંબરે પાટણ અને બીજા નંબરે વડનગર હતું. વેપારમાં કળા કૌશલ્યમાં અને રાજ્ય ખટપટમાં પણ એક્કો હતું. તે શહેરની સમૃદ્ધિ તથા તે શહેર નીવાસી નાગરોમાં હાટકેશ્વરના અનુગ્રહથી પદ્મની સ્રીઓ પાકતી જોઇ અનેક મુસલમાન બાદશાહોએ તેને લૂંટી ઉજડ બનાવી જમીનદોસ્ત બનાવવા જો કે પ્રયત્ન કર્યો હતા છતાં પણ નાગરની જાત અતિ વિચિક્ષણ હોવાથી તે જુલમમાંથી યુક્તિ પુરઃસર પોતાને પોતાના કુટુંબને અને આખા રાજ્યને બચાવી લઇ અનેક ખટપટદ્વારા પ્રયાસો કરી પાછું તે શહેર વસાવી આબાદ કરતી અને પોતાની સ્વદેશ ભૂમિમાં અતિ કષ્ટકારી સાધનો વડે પણ બનતા સુધી મુલેહ જાળવી રહેતી તેમજ પોતાના રાજાનું અને રાજ્યનું બન્નેનું પ્રાણાંત સુધી પણ રક્ષણ કરતી અને પોતાનો સ્વધર્મ યથાસ્થિત પાળતી આવી ચતુર નાગર પ્રજા વડનગર શહેરમાં તે સમયે ઉન્નતીના શિખરે બીરાજતી હતી. આ વડનગરના રાજાના દીવાન મદનમેહેતા નામે એક અતિ બુદ્ધિ શાળી નાગર સદ્‌ગૃહસ્થ હતા તેમને એકની એક પુત્રી હતી તેણીનું નામ જુઠીબાઇ હતું. મદનમેહેતા બહુના શ્રીમંત હતા જેથી વાડનાદીની સમવડ આપી પોતાના ગોરને પુત્રીને લાયક વર શોધવા અર્થે જુનાગઢ આ સમયે મોકલ્યો હતો. તેને સહુકોઇ

દિક્ષીતના નામથી ઓળખતું હતું. મદન મેહેતાએ જુનાગઢની નાગરિ ન્યાતના આગેવાન સદ્‌ગૃહસ્થ સારંગધર મેહેતા ઉપર દીક્ષીતને ઉતરવા વીગેરેની સગવડ કરી આપવા બાબત ભલામણનો પત્ર લખી આપ્યો હતો અને તેથી સારંગધરને ત્યાં દિક્ષીતે ઉતારો રાખ્યો હતો તેમને આવ્યાને એકાદ દીવસ થયો એટલે સારંગધર દીક્ષીતને કહેવા લાગ્યા "જુઓ દિક્ષીતજી જુનાગઢની નાગરિ ન્યાતમાં આશરે એકંદર ત્રણસે છોકરા કુંવાર છે માટે તમે તમાંથી જે વર તમારા યજમાંનની એકની એક સદ્‌ગુણી પુત્રીને લાયક યુવક હોય તેને તિલક કુંવાનું શ્રીફળ અને સુવર્ણ મોહોર આપજો. તમે કહો તો દરેક છોકરાને એક પછી એક અહીં બોલાવીએ અને કહો તો નાગરિ ન્યાતના હાટકેશ્વરમાં જઈએ એટલે ત્યાં સાયંકાળના પુજનમાં દર્શન અર્થે નાના મોટા બાલવૃદ્ધ એક પછી એક આવશે અને કેટલાક છોકરાઓ સટાક ચોરે બેસશે જેથી આખી ન્યાતના વરો તમારી નજરમાં આવી જશે" દીક્ષીતે સારંગધરની વાત કબુલ રાખી સટાકચોરે જવાનો નિશ્ચય કર્યો. જુનાગઢની આખી નાગરી ન્યાતમાં વાતો થવા લાગી કે "વડનગરના રાજાના દીવાન મદન મહેતાની એકની એક પુત્રીનો વિવાહ કરવાનો છે જેથી વર શોધવા અર્થે તેમણે તેમના ગોરને મોકલ્યો છે અને તે સારંગધરને ત્યાં ઉતર્યો છે" સાયંકાળ થવા આવી એટલે સા-

રંગધર અને દીક્ષીત ચટાક ચોરે જવા નિકળ્યા, પ્રથમ હાટકેશ્વરનાં દર્શન કર્યાં બાદ ચોરાને ઓટલે આવીને બેઠા. ઘણીખરી નાગરીન્યાત ત્યાં બેઠી હતી કન્યાના ઉમેદવારો પણ ત્યાં હાજર હતા તેમજ તેમના વડીલો અને અન્ય નાગરો પણ હતા. સારંગધર મહેતાએ દીક્ષીતની સર્વ જોડે મુલાકાત કરાવી એટલે તો સ્વાર્થિ નાગરો પોતપોતાના સ્વાર્થે દીક્ષિતની આસપાસ વીંટાઇ વળ્યા. એક કહે " દિક્ષીતજી, એ સારંગધર મેહેતાના ઘર કરતાં મારે ઘેર ઉતરવાની વિશેષ સગવડ છે માટે ચાલો મારે ઘેર મારો પણ દિકરો કુંવારો જ છે અને સર્વવાતે લાયક છે" બીજો કહેવા લાગ્યો " અરે દિક્ષીતજી મારો ભાણેજ તો વહીવટદાર છે" ત્રીજો કહેવા લાગ્યો "અરે મારો ભાઇ સુપ્રીન્ટેન્ડેન્ટ છે" ચોથો કહે છે "એતો બધું ઠીક પણ દિક્ષીતજી મારો ભત્રીજો તો નાયબ દિવાન છે" પાંચમો કહેવા લાગ્યો " પણ મારો દિકરો તો દીલ્હીના બાદશાહનો ખાનગી સલાહકાર છે અને રૂપે રંગે તથા વિદ્યામાં તેના જેવો બીજો એક પણ યુવક નાગરીન્યાતમાં કોઇ ખોળ્યો જડે તેવો નથી" મેહેતાજી તો ઉપરાછાપરી પોતપોતાના સ્વાર્થે પ્રત્યેક પોતપોતાની પ્રશંસા કરવા બેઠા અને નાગરો ચારે તરફથી બોલ્યા કરે જેથી કંઇપણ પ્રશ્ન કરવાનો પણ દિક્ષીતને અવકાશ ન મળે કે જોઇ દીક્ષિત અકળાયો એટલે સારંગધરને કહેવા લાગ્યો "સારંગધરરાવજી

ચાલો હવે આપણે મુકામે જેને પોતપોતાનો છોકરો બતાવવો હોય તે આપને ત્યાં આવે અહિં તો મારાથી કોઈપણ વરની ખાત્રી નહીં થાય અને જ્યાં સુધી મારી ખાત્રી નહીં થાય ત્યાં સુધી કોઇને પણ વિવાહનું શ્રીફળ મારાથી નહીં અપાય માટે ચાલો ઘેર જઇયે જેને આવવું હશે તે આપણે ત્યાં આવશે" સારંગધરે કહ્યું "દીક્ષીતજી ચાલો ત્યારે ઘેર, જેને ગરજ હશે તે ઘર પુછતું ઘણુંએ આવશે. આમ કંઈ રસ્તામાં અને અધર જીવે વિવાહની વાત નક્કી શી રીતે કરી શકાય? નહીંજ. આપ સત્ય કહો છો." ત્યાં ઉભેલા નાગરોને પણ ખાત્રી થઇ કે દીક્ષીત અકળાયા જેથી વાત ફેરવી કહેવા લાગ્યા "હા હા દીક્ષીતજી એ ઠીક વિચાર રાખ્યો સુખેથી પધારો જેને જરૂર હશે તે આપને ઉતારે કદી આવ્યા વિના રેહેનાર નથી અને વિવાહના કામ તે નાના છોકરના ખેલ નથી કિંવા કાંઇ ખાવાનું નથી કે ઝટ મ્હોંમાં મુકાય આતો અતિ દીર્ઘદૃષ્ટિ અને બારિક પરિક્ષા-નાં કામછે" નાગરો એટલું કહી પોતપોતાના ઘર તરફ વિદાય થયા અને સારંગધર પણ દિક્ષીતને લઇ ઘેર આવ્યા ઘેર આવ્યા એટલે રાત્રી પડી ગઈ હતી અને રાતના વાળુનો સમય થયો હતો જેથી બન્ને વાળુ કરી પશ્ચાત્ પાનસોપારી ખાઈ થોડીવાર જુનાગઢની નાગરિન્યાતના વરો અને તેના લાયકાત સંબંધી તેમજ જુનાગઢની નાગરિ ન્યાતના કેટલાક રીવાજ સંબંધી સારંગધર દ્વારા

દીક્ષીતે ઘણી હકીકત જાણી લીધી અને રાત્રીના અગીયાર વાગ્યા સુધી ગપ્પાં મારી પછી બન્ને પોતપોતાના સ્થાને જઇ સુઇ રહ્યા બીજે દીવસે સહવારે શાચસ્નાન પુજનથી પરવારી દિક્ષીત ચ્હા પીવા સારંગધરની જોડે બેઠાછે એટલામાં કૃષ્ણરાય નામના નાગર સદ્‌ગૃહસ્થ સારંગધરને ત્યાં આવ્યા. સારંગધરે તેમને સન્માન પૂર્વક બેસાડી તેમના આગળ પણ ચ્હાનો પ્યાલો મંગાવી મુકાવ્યો પશ્ચાત કૃષ્ણરાયને પુછવા લાગ્યા કે "કેમ કૃષ્ણરાયજી કેમ પધારવું થયું?" કૃષ્ણરાયે કહ્યું સારંગધરજી આજે આપને દીક્ષીતજી સહીત મારે ત્યાં જમવાનું નોતરૂ કહેવા સારૂ આવવું થયું છે" સારંગધર કેહેવા લાગ્યા "કેમ વળી આજે શું એવું ટાણું આવ્યું છે કે જમવાનું ઠરાવ્યું" કૃષ્ણરાય બોલ્યા સારંગધરરાયજી આપ કયાં નથી જાણતા કે હું હમેશાં વર્ષો વર્ષ મારા વડીલ પિતૃ આદિક અર્થે પુરવણીયું કરૂછું અને તે પ્રસંગે પુલ નહીં ને પુલની પાંખડી જે મળે તે પાંચ બ્રાહ્મણોને અને આપણા સગા સહોદરને ભોજન કરાવું છું એટલે ખાસ કંઇ દીક્ષીતજી નિમિતે અગરતો ખાસ પ્રસંગ અર્થે કરવાનું છે એમ નથી આતો વર્ષો વર્ષ થાય છે. માટે જરૂર આપ મેહેમાન પરોણા અને સહકુટુંબ સહીત જરૂર જમવાને આજે બપોરે પધારવા કૃપા કરશો." સારંગધરે દિક્ષીતજી સામું જોઇ કહ્યું "કેમ દિક્ષીતજી આમંત્રણ સ્વીકારવું કે નહીં?

દિક્ષીતજીએ કહ્યું "ભલે જેવી મેહેતાજી આપની મરજી" સારંગધરે અનુમોદન મળવાથી કૃષ્ણરાયને કહ્યું "જાઓ ત્યારે અમે સહુ આપનો આગ્રહ છે તો આવીશું વખત થાય એટલે બોલાવવા કોઈને મોકલજો" કૃષ્ણરાયે ઉત્તર વાળ્યા કે "હું વખત થયે તેડુ મોકલીશ જરૂર આપ દિક્ષીતજી વીગેરે બાલ-બચ્ચાં સહીત જરૂર પધારશો એવી આશા છે" એમ કહી પેલા કૃષ્ણરાય ચાલ્યા ગયા દૂર જતાં કૃષ્ણરાય રસ્તામાં ચાલતે ચાલતે વિચાર કરવા લાગ્યા કે "સારંગધર મેહેતાથી એકલાથી કાર્ય સિદ્ધ નહિં થાય માટે સારંગધરના સાથી અને મળતીયા આખી નાગરિ ન્યાતમાં સર્વોપરિ પેલા પરસરામજી અને વેણીધરજી બે છે તેમને પણ જોડે જમવાનું કહેતો જાઉં. જેથી તેઓ મારા દિકરાનો વિવાહ કરવાની વાતમાં ટેકો આપશે એટલે સારંગ ધરજી કબુલ કર્યો વિના રહેશે નહીં અને સારંગ-ધરજીએ જ્યાં કબુલ કર્યું એટલે પછી દીક્ષીતજીની હા કહી દીધીજ સમજવી. માટે ચોકડું એમાડવું એજ યુક્તિ બરાબર છે માટે લાવોને તે બન્ને સદ્‌ગૃહસ્થને પણ કેહેતો જાઉં એવો વિચાર કરી પેલા કૃષ્ણરાયે તો તે બન્નેને ઘેર જઈ નોતરૂ દઈ દીધું અને ઘેર જઈ પોતાની સ્ત્રીને પણ કામ સિદ્ધ થશે એવા હરખભેર ઉત્તમ રસોઈ બનાવવાની સામગ્રીઓ સર્વ લાવી આપી, કૃષ્ણરાયની પત્નિએ પણ આશામાં ને આશામાં સઘળે નોતરાં દઈ દીધાં

હતાં જેથી જમણ ઘણુ નિરંજને ઝુરી અને કૃષ્ણે ઉત્તમ જમણ કર્યું. બપોરે બાર ઉપર બે વાગ્યાનો સમય થયો એટલે રસોઇ તૈયાર થઈ અને કૃષ્ણ-રાયે પોતાના ગોર બ્રાહ્મણને સારંગધરને ઘેર પરસદ-રાય અને વેણીધર વગેરેને ત્યાં "તેડાં કરવા મોકલી દીધો આશરે ત્રણેક વાગ્યાના સુમારે સર્વ જમનાર મંડળ એકઠું થયું અને સ્નાન કરી પંગત પણ નાગરોની બેસી ગઇ. પત્રાળાં પડીયા જળ વિગેરે બધું સાહિત્ય પ્રથમ પીરસાયું એટલે રસોઈ પણ પીરસાઇ ચુકી અને સર્વે કૃષ્ણરાયને લઇ જમવાને બેઠા અડધું જમી રહ્યા અને ભાત લેવાનો જ્યાં સમય થયો એટલે દિક્ષીતજીએ બે ઠંડા જળનાં પવાલાં પેટમાં નાખીને સારંગધરજીને કહ્યું "સારંગ-ધરરાયજી, કૃષ્ણરાયજીએ જમણ તો અતિ ઉત્તમ કર્યું છે." સારંગધરજીએ કહ્યું "આ ઘરની તો દીક્ષીતજી નવાઈજ ન હોય. હમેશાં રસોઈ ઉત્તમજ હોય. આતો ઘર અતિ વળી કુળવાન અને શ્રીમંત ગણાય છે. પાણીની પેઠે જેણે ન્યાતોમાં ઘી વાપર્યું છે." એટલામાં કૃષ્ણરાયની પત્નિ કમળાલક્ષ્મીએ આ ।। કહ્યું " સારંગધર કાકાજી, હમણાં હમણાંમાં છોકરાના વિવાહ કરવા માટે એટલા ઉપરાછાપરી માગાં આવેછે કે હું ના કહી કહીને થાકી. હમણાં છોકરાનો વિદ્યાભ્યાસ ચાલે છે; ભણીગણી હુંશીયાર થશે અને રળતો થશે તો એનીમેળે કન્યા આવશે. 'બાળા તેને શા દુકાળા." કે સારંગધર બોલ્યા—

"તમારે કન્યાની શી કમી છે. છોકરો હશે તો કન્યા એક કરતાં એકવીશ તમને મળે તેમ છે." કમળાલક્ષ્મીએ કહ્યું "હા તમારા વડીલોના પુણ્યે એમાં ના નહિં. પણ કાકાજી કહી અત્યારથી સારૂ ઠેકાણું મળે તો કરવાની અડચણ નથી. પછી જેવો આપના બધાનો વિચાર." સારંગધરે પરસહરાય પ્રતિ ફરીને કહ્યું "કેમ મેહેતાજી, મદન મેહેતાની પુત્રી લાયક આ કૃષ્ણરાયજીનું ઘર ખોટું તો નથી." પરસહરાયે ઉત્તર વાળ્યો, "મદનમેહેતાને પછી વારે વારે સર્વોપરિ, પૈસે ટકે સુખી, અને ન્યાતમાં પણ કુળ ઉંચું તેમજ છોકરો પણ પસંદ કરવા લાયક એમ સર્વ રીતે આવું ઉત્તમ ઠેકાણું મળનાર નથી." પછી દીક્ષીતજી તરફ ફરીને કહેવા લાગ્યા "દીક્ષીતજી હું તો ખરૂં કહું છું કે આ ઘર જેવું બીજું એકે ઠેકાણું આ જુનાગઢની નાગરી ન્યાતમાં મળનાર નથી. મુરતીઓ પણ બરાબર લાયક છે માટે તક જવા દેશો નહિં. પછી જેવી તમારી મરજી." દિક્ષીતજીએ કહ્યું "કૃષ્ણરાયજી તમારા દીકરાને બતાવો તો ખરા. પછી પરિક્ષા કરી તમને હા કે નાનો ચોખ્ખો જવાબ કહીશ." કૃષ્ણરાયે કહ્યું, "આપણે જમીને ઉઠયા પછી હું તેને બોલાવી મંગાવીશ." એમ કહી સર્વ પંગત જમી રહી પશ્ચાત કૃષ્ણરાયના ઘરમાં જઇ સારંગધરને લઇ દિક્ષીતજી પેલા મુરતીયાને જોવા અને પાનસોપારી ખાવા બેઠા. એટલે કૃષ્ણરાયે અંદર જઇ

છોકરાને શણગાર સજાવી બરાબર કરી મોકલવા કહ્યું તેથી તેની માએ ઉત્તમ વસ્ત્રાભુષણ પેહેરાવી છોકરાને દીક્ષીતજી આગળ રજુ કર્યો. કૃષ્ણરાયનો દીકરો અતિ કદરૂપો અને તદન હાથ.રંગો જોઈ દીક્ષીતજીએ કહ્યું "કૃષ્ણરાયજી આ વર અમારી દીકરીને લાયક નથી." માટે સારંગધરજી બીજું ઠેકાણું હોય તો કહેજો" આટલું કહી દીક્ષીતજી ઉઠી અને સારંગધરને લઈ ઘેર ગયા. પેલા કૃષ્ણરાયજી તો આભા અને બાઘા સકવા જેવા બની ગયા અને વિમાસવા લાગ્યા કે "તરે સત્યાનાશ જાય મને બરાબર આજે સો કોરીની ઉઠી અને દીક્ષીતે તો સાફ નકાર વાળી ચાલવા માંડયું તેને જરાયે શરમ ન આવી કે આટલું ખરચ કરાવી પછી કેમ નકાર વાળું છું? ખરેખર મને તો એમ લાગે છે કે મફતના લોકોને ઘેર માલ મલીદા ખાઈ નાગરીન્યાતને બનાવવા આવ્યો છે." આમ વિમાસણ કરી કૃષ્ણરાય તો ચુપઈને બેઠા. પેલા સારંગધર અને દિક્ષિત ઘેર પહોંચ્યા એટલે સાંજના પુરી અને દૂધના વાળુનું આમંત્રણ દિક્ષતજી તથા સારંગધરને હરિસુખરાયને ત્યાં આવી ગયું હતું સારંગધર અને દિક્ષિતે મળી જમવા જવાના આમંત્રણો ખાસ મુરતિયા જોવા માટે સ્વિકારવા પરસ્પર સલાહ કરી રાખી હતી. જેથી સાંજ પડી અને રાત્રિ થઈ એટલે હરિસુખરાયને ત્યાંથી તેડું આવતાં વાળુ કરવાને ગયા. પરસ્પર-

રાયજી વેણીધર વિગેરે નાગરમંડળ હરિસુખરાયને ત્યાં બેઠું જ હતું. સારંગધર અને દીક્ષીત આવી પહોંચ્યા જોઈ નાગરમંડળે તેમનો આદરસત્કાર કર્યો. માત્ર કૃષ્ણરાય નાસીપાસ થવાથી આવ્યા ન હતા. હરિસુખરાયે તો પુરી દુધ કેસર સાકર કસ્તુરી નાંખી ટઢેલું દુધ તથા બે ચાર જાતનાં ભજીઆં શાક તથા રાયતાંઓ અથાણાં પાપડ ઇત્યાદી રાત્રિના વાળુના ભોજનમાં કર્યાં હતાં. સર્વ નાગર મંડળે વાળુનું જમણ જમી રહી હરિસુખરાયને ઘણો ધન્યવાદ આપ્યો અને દિક્ષીતજી તથા સારંગધરે પણ ભોજનનાં ઘણાં વખાણ કર્યાં. પછી હરિસુખરાયને દિક્ષિતજી કહેવા લાગ્યા " મેહેતાજી તમારા દીકરાને બોલાવો જોઉં તો ખરા." એટલું કેહેતામાં હરિસુખરાયની સ્ત્રી રાધાલક્ષ્મીએ નવરાવી જરીનાં વસ્ત્રાભુષણ અંગે પહેરાવી એટલું કહેતાં વાળમાં અત્તર તેલ ફુલેલ નાંખી ઓળી ચોળી શણગારી ઓરાણે બેસાડી રાખ્યો હતો તેને લઇ દિક્ષીતજીના મ્હોં આગળ રજુ કર્યો. દિક્ષીતજી તે છોકરાના સુંદરરૂપ રંગથી લલચાઇ સારંગધરને પુછવા લાગ્યા "કેમ મેહેતાજી આ ઘર પણ ઉંચુ જ હશે" પેલા છોકરા તરફ ફરીને તેને વળી કહેવા લાગ્યા " કહો તમારૂં નામ શું અને શું ભણો છો." છોકરાએ કંઇપણ ઉત્તર ન દીધો જેથી ફરીથી તેજ પ્રશ્ન કર્યો છતાં ના સાંભળ્યું એટલે મોટેથી ત્રીજીવાર પ્રશ્ન કર્યો તોપણ પેલા

છોકરાએ સાંભળ્યું નહીં જેથી કહેવા લાગ્યો "મારાથી સંભળાતું નથી માટે જરા મોટેથી પૂછો ?" દીક્ષીતજીએ વરત મનમાં તોલ કર્યો કે આ વર પણ બીલકુલ બધીર અર્થાત્ બ્હેરો છે એટલે તે પણ નકામો જ છે. એટલામાં સારંગધરે કહ્યું " દિક્ષીતજી આ વર કેવો ! એટલે દીક્ષીતજી કહેવા લાગ્યા કે તે અમારી કન્યાને લાયક નથી કારણ કે કાને બ્હેરો છે " એટલું કહી સારંગધરને લઇ દીક્ષીતજી રજા માગી ચાલતા થયા અને હરિસુખરાય પણ તેમના પ્રયત્નમાં પાછા પડયા જેથી સો રૂપિયાની બેઠી છતાં ચુમાઈને રહેવું પડયું અને પોતાનો હેતુ પાર ન પડયો જે દિવસે ત્રીજા નાગર સદ્‌ગૃહસ્થે પણ નોતરૂં દીધું ત્યાં પણ તેનો છોકરો ખોખડો નિકળ્યો. પ્રિય વાંચકવૃંદ ભગવાનની મરજી પોતાના ભક્ત નરસિંહ મેહેતાના પુત્ર શામળપ્રસાદ સાથે જુઠીબાઈનો વિવાહ કરવાની હોવાથી ન્યાતમાં ત્રણસોએ વર દિક્ષીતજી જોઇ વળ્યા પણ તેમની નજરમાં એક પણ ખોડ વગરનો કોઇ વર ના મળ્યો છેવટનો વર માત્ર આપણી વાર્તાના નાયક ભક્તશિરોમણિ નરસિંહ મેહેતાનો પુત્ર જોવાનો બાકી રહ્યો હતો. સારંગધર મનમાં વિચાર કરવા લાગ્યા કે "આ દીક્ષીત મારો દીકરો કાંઇ નથી. એ નરસિંહ મેહેતો જાદુગર જેવો છે ને વખતે દિક્ષીતજીને અંધાર પછેડો નાંખી શકે ખરો માટે આ-

એમ આમ જ્યારે તેને આ જુનાગઢની નાગરી ન્યાતમાંથી બસો નવાણુંમાંથી એક પણ વર પસંદ ન આવ્યો તો મેહેતાજીને ત્યાંએ શું કામ ન મોકલવો માટે લાવ તે પણ કહું એવો નિશ્ચય કરી સારંગધર દીક્ષીતજી પ્રત્યે કહેવા લાગ્યા "દીક્ષીતજી તમે બસેને નવાણું મૂરતિયા જોયા પણ એક નરસિંહરામ કરીને આ જુનાગઢની નાગરી ન્યાતના પટેલ છે, તેનો પુત્ર જોયો નથી તે પણ જોઇ લ્યો આમેને આમે જ્યારે બધા વર જોયા ત્યારે એ એક પણ જોયા વગરનો બાકી શું કામ રાખવો જોઇએ માટે ચાલો ત્યાંનો પણ મુરતિયો જોઈ ખાત્રી કરી લઇયે" દીક્ષીતે સારંગધરની સલાહ સ્વિકારી કહ્યું કે "ત્યારે ચાલો તે ઘર કીયું તે મને બતાવો ?" સારંગધરે ઉત્તર વાળ્યો "દીક્ષીતજી તેમનું ઘર બતાવવું પડે તેમ નથી જુઓ પેલું રાધાકુંળનું મંદિર કે જેના ગગનની જોડે વાતો કરતા સોનાના કળશવાળા દિવ્ય શિખર ઉપર શ્વેત ધ્વજા ફરકી રહી છે તેજ મેહેતાજીનું મંદીર, તેજ તેમનું રહેવાનું ઠેકાણું કે ઘર જે કહો તે" એ સાંભળી બીજે દિવસે નરસિંહ મેહેતાને ઘેર જવાનો દિક્ષીતે નિશ્ચય કર્યો અને નાગરમંડળે પણ નરસિંહ મેહેતાની હાંસી કરી લેવા હેતુથી તેમ કરવાને દીક્ષીતજીને અનુમોદન આપ્યું.

મારા પ્રિય મુમુક્ષુ વાંચકવૃંદ, જે દિવસે દિ-

ક્ષીતજી મહેતાજીને ત્યાં આવવાના હતા તે દિવસ કૃષ્ણ જન્માષ્ટમીનો હતો અને તેથી તે દિવસે પ્રાતઃકાળના ચાર વાગ્યાથી મેહેતાજીને ત્યાં ઘંટ, ઘડીયાળ, ઝાંઝ, ઢોલ, પખાજ, ચિકારા ઇત્યાદી વાદ્ય સહીત કૃષ્ણ કીરતનના ઝડી મચી રહી હતી આશરે સહવારના નવ વાગ્યા એટલે ન્હાઇધોઇ દિક્ષીતજી એકલા મેહેતાજીને ત્યાં આવ્યા અને જુએ છે તો હરિકીરતનની ધુન મચી રહી છે જેથા તે પણ એક ઠેકાણે કીરતન શ્રવણ કરવા બેઠા અને મેહેતાજીના મધુર કંઠના સુસ્વરપૂર્વક ભજન સાંભળી તેમાં એકતાર થઇ ગયા. મેહેતાજી, પોતાના કૃષ્ણ મંદીરના ચોકમાં આવેલા આરસ જડીત ફુવારાની ચોમેર સો વૈષ્ણવ સાધુના ઝુંડમાં કરી કીરતાલ બજાવી શ્રી કૃષ્ણપરમાત્માનાં યશોગાન કરી રહ્યા છે ગળામાં તુળશીની માળા, તિલક છાપાં વિગેરે અંગે ધારણ કરી ભજનની ઝડી મચાવી રહ્યા છે તેવા નરસીંહ મેહેતાને જોઈ દીક્ષીતજી તો દીંગ બની ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે વાહ ભગવાન તારી અકળ કળા છે. ભક્તોને ભક્તિ કરવાના સાધનરૂપ તે કેવું વીશાળ અને દિવ્ય મંદીર બંધાવી આપ્યું છે. જેમાં ડમરો, તુળશી, અને સુવાસિત પુષ્પોનાં ઝાડો કેવાં આવી રહ્યાં છે, ચોતરફ પરમાત્મના નામનું ભાન કરાવનાર ગોપીચંદનના ઢગલા પણ કેવા કરી મુક્યા છે. જ્યાં આપણો બીલકુલ છાંટો નથી. જુએ તો

ચિત્તને પરમાનંદનું ભાન કરાવનાર અને શાંતિ ઉપજાવનાર આખી નાગરીન્યાતમાં ખરે બલ્કે આખા જુનાગઢ શહેરમાં કહીયે તો માત્ર આ જ સ્થળ છે. અહો જો મદનમેહેતાની પુત્રી જુઠીબાઈનાં અહિં વિવાહ અને લગ્ન થાય તો જુઠીબાઈ અતિ ભાગ્યશાળી ગણાય તેની સાથે મદનમેહેતાના પણ સદ્‌ભાગ્ય કહેવાય કે સાક્ષાત શ્રીકૃષ્ણ ભક્ત સાથે સંબંધ થાય. આ ઘર મળવાથી જુઠીબાઇ આ સંસાર સાગરથી તરી જન્મમરણના બંધનમાંથી મુક્ત થાય એમાં કશો જ સંશય નથી. બપોરના બાર વાગ્યા એટલે કિરતન બંધ થયું અને સર્વ સંતસાધુઓને માટે ફરાળમાં ખજુર અને કેળાં કોઈ શહેરના વૈષ્ણવ સેવકે મોકલાવ્યાં હતાં તે મેહેતાજીએ વેંહેચી દીધાં દીક્ષીતજીને પણ તેમના ભાગનો પ્રસાદ મળ્યો. સર્વેએ ફરાળ કરી જળપાન કર્યું પ્રશ્ચાત દિક્ષીતજીએ મેહેતાજી પાસે જઈ તેમને પ્રણામ કર્યો અને કહ્યું, “ ભક્તરાજ આપતો માયાથી વિરક્ત છો:પણ એમ કહે છે કે આપનો પુત્ર અતિ લાયક અને અમારા યજમાન વડનગર નિવાશી દીવાન મદનમહેતાની પુત્રી જુઠીબાઈ યોગ્ય જ છે તો મને જરા દેખાડવા કૃપા કરો એટલે જોઈ હું ચાંલ્લો કરી કરું હું તે કામ અર્થે જુનાગઢમાં આજ ચાર માસથી વડનગરથી આવ્યો છું. અહીંના સઘળા વરો બધા જોઇ વળ્યો છું માત્ર આજ ઘર બાકી હતું જેથી આંહી આવવું થયું છે. હવે એ વાર કિ-

વસમાં જવાનો વિચાર છે” મેહેતાજીએ દીક્ષીતનું કહેવું સાંભળી તેમને કહ્યું “ભાઇ જે છે તે આ રહ્યો એ મારા નાથે જેવો આપ્યો છે તેવોને તેવો આ આપના પાસે આવીને ઉભો તેજ તે છોકરો છે.” એટલું કહેતામાં શામળપ્રસાદ દિક્ષીતની પાસે આવી બેઠો તેને જોતામાં જ દીક્ષીત તો આભા બની ગયા અને વીચારવા લાગ્યા “આહા આવું તેનું દીવ્યસ્વરૂપ, સુર્યના જેવી કાંતિ, બસ ખરેખર પ્રભુ જ તેનાપર પ્રસન્ન છે જેથી તેનામાં કોઇ અલૌકીક તેજ મુકયું છે. નક્કી આ જુઠીબાઇને લાયક જ વર છે. માટે તેને જ ચાંલ્લો કરૂં. એમ કહી શ્રીફળ અને એક સુવર્ણ મોહોર લઇ દીક્ષીતે આવી શામળપ્રસાદને ચાંલ્લો કર્યો અને માણેકબાઇને દીક્ષીતે કહ્યું ,“ લ્યો માણેકબાઇ, અમારી દીકરીને લાયક આજ વર અમે પસંદ કર્યો ને તેથી વિવાહનો ચાંલ્લો કરી જઇયે છીયે હવે શુભ મુહુર્ત જોયા બાદ લગ્ન લેવાનું લગ્નીયા મારફત કહાવીશું “ માણેકબાઇએ તે વાત સ્વિકારી અને દીક્ષીતજીને યથાશક્તિ જે ઘરમાં અનાજ હતું તેની રસોઇ કરી અષ્ટમીનાં પારણાં પણ કરાવ્યાં એટલે જમી ઉઠી મેહેતાજીની રજા માગી એટલે મેહેતાજી વળી દીક્ષીતજીને કેહેવા લાગ્યા કે— “ દીક્ષીતજી તમે આગ્રહ પુર્વક અહિં વેવિશાળ કરો છો તો મારી ના નથી પણ અમે કંગાલ વેરાગી [illegible] [illegible] [illegible] નથી પ્રભુને આધાર

અમારૂં પોષણ કરીયે છીયે વખતે અનાજ ના મળે તો બબે દિવસના અપવાસ પણ વેઠીયે છીયે રાત દિવસ પ્રભુના ભજનમાં ગાળીયે છીયે. સંત સાધુઓની સેવા કરી તેમના સંગમાંજ આ અખાડામાં પડ્યા રહીયે છીયે. તમે વિવાહ કર્યો પણ ગોળ ધાણા વેંહેંચવા સારૂ એકપણ પૈસો નથી. ન્યાતજાતમાં કુળ ઉંચું વિગેરે બધું ખરૂં પણ આજકાલ તો પૈસો હોય તેનો છોકરો ઘુઘરે રમે એવું છે" "દીક્ષીતજીએ પોતાના પદરમાંથી સો રૂપીયા કાઢી મેહેતાજીને આપ્યા ને કહ્યું "આજે તમારા પુત્રના વિવાહ નિમિત્ત શ્રીકૃષ્ણ ભગવાનને થાળ કરી સર્વ સંતસાધુ અને સગાં સહોદર જમાડો અને ગોળ ધાણા પણ વેંહેચો. પશ્ચાત હું કાલે વડનગર તરફ વિદાય થઇશ" એટલું કહી જ્યાં દીક્ષીતજીએ સો રૂપીયા આપ્યા કે માલપુવાને દુધપાકની થાળ કરી સંતસાધુઓને તથા દીક્ષીતજીને જમાડ્યા અને સગાં સહોદર અને ન્યાતજાતમાં પણ ગોળધાણા વેંહેચ્યા. આ વાત સાંભળી આખી નાગરિન્યાત વિસ્મય પામી અને વિચાર કરવા લાગી કે વેવિશાળ તો સીધે સીધું થયું પણ દીકરો પરણાવવાનું ખરચ કરવું પડશે તે વખતે એ નરસૈયાને ખબર પડશે. આ પ્રમાણે મેહેતાજીની મેકડીમાં જે રાજી રહી આનંદ માનતી હતી તે નાગરિન્યાત શામળપ્રસાદનાં લગ્નની રાહ જોતી બેઠી હતી. છેક નવમીની સંધ્યાકાળે દીક્ષીત સારંગધરને ઘેર પોતાને ઉતારે આવ્યા અને

નરસિંહ મેહેતાના પુત્ર જોડે મદન મેહેતાની પુત્રી જુઠીબાઇના વેવિશાળ કર્યાની વાત જાણી અતિ વિસ્મય પામ્યા અને મનમાં હર્ષ પામી વિચાર કરવા લાગ્યા કે “ આ દીક્ષીતને મેહેતાજીએ બરા બર સીસામાં ઉતાર્યો ખરો જુનાગઢની નાગરિ-ન્યાતનું નાક રાખ્યું ખરૂં કે છેવટે દીક્ષીતને જુના-ગઢમાં કોઇ વર લાયક નથી એવું કહેવાનો વખત ના આવ્યો ધન્ય છે નરસૈયા તારા જાદુને” આવો સારંગધર વિચાર કરે છે એટલામાં દીક્ષીતજીએ આવી સારંગધરને કહ્યું “ સારંગધરરાયજી હવે તસ્દી માફ કરજો કાલે પરોઢીયે વડનગર વીદાય થવાનો છું. હવે પુત્રીના લગ્ન પ્રસંગે કદી જાન લઇ વડનગર પધારશો તો મળીશું જરૂર પધારો તો મળજો. બોલ્યું ચાલ્યું માફ કરજો. મારા સામાન સરંજામને મારા વાહનમાં ભરાવી રાતની રાત વાહન અને હું પોતે આજે નરસિંહ ભક્તને ત્યાં મુકામ કરીશું એને પરોઢીયું થતાંમાં વડનગર તરફ પ્રયાણ કરી દઇશું. આજની રાત્રી ભક્તરાજને ત્યાં કિરતનમાંજ ગાળી આનંદ કરવાની મારી તો ઇચ્છા છે ને તેથી હવે હું રજા લઇશ. ” સારંગ-ધર પણ અતિ સુશ્રુતાપૂર્વક મેહેલા સુધી દિક્ષિતને વળાવી નમસ્કાર કરી પાછા ઘર તરફ ફર્યો અને દીક્ષીત પોતાના વાહનમાં બેસી મેહેતાજીને મંદીરે આવ્યા. આખી રાત્રી ભજનની ઝડી વાળી તેમાં બેસી દીક્ષીતે આનંદ કર્યો અને સવારના ત્રણ

વાગતાં શૌચ સ્નાનાદીથી પરવારી મળસકુ થતાંમાં વિદાયગીરી માગી કહ્યું “ મેહેતાજી હવે હવે હું જાઉં છું પણ તે પેહેલાં જતે જતે એક વચન આપો ” મેહેતાજી કહે છે “ ભાઇ મને કહો તો ખબર પડે કે આપ શેનું વચન માગોછો?” દીક્ષીતે કહ્યુ “એક માગણી છે” મેહેતાજીએ કહ્યું ‘ શેની, તુલસીની, ગોપીચંદનની ગેરૂની કે ઝાંઝ પખવાજ તંબુર શેની માગણી છે કહી દો તો આપવામે હું તૈયાર છું. “ દીક્ષીતે ઉત્તર વાળ્યો ” મારે તેમાંનું કશુએ જોઇતું નથી પણ આ સદેહે આ ચક્ષુથી મને સાક્ષાત શ્રીકૃષ્ણ પ્રભુનાં એકવાર અમે ત્યારે દર્શન કરાવો. એટલે બસ આખી જીંદગીનું સાર્થક થયું હું સમજીશ. ” આ સાંભળી પ્રથમ તો મેહે તાજીએ આનાકાની કરી પણ છેવટે દીક્ષીતના શુદ્ધ અંતરના પ્રેમને લીધે તેમણે કહ્યું જાઓ દીક્ષાતજી જ્યારે આ શામળપ્રસાદના લગ્ન કરવા પ્રભુ વડનગર પધારશે તે વખતે હું તે મારા નાથનાં તમને દર્શન કરાવીશ જાઓ હવે નિશ્ચિંત રહો અને સુખેથી સિધાઓ ” આ વચન શ્રવણ કરી દીક્ષીતજી નમસ્કાર કરી વડનગર તરફ વિદાય થયા. આણી તરફ નાગરિન્યાતમાંથી કોઇ વર ન મળ્યો અને મેહેતાજીનો પુત્ર મળ્યો જેથી દ્વેષભાવથી વિઘ્નસંતોષી નાગરોએ તે વેવિશાળ ભાંગી નાંખવા માટે યુક્તિ રચી અને સારંગધર પાસે કેટલાક ન્યાતના આગેવાનોએ મળી મદનમેહેતા ઉપર તેમ

કરવાનો પત્ર લખાવી તેમાં સહી કરી. અને એક ખેપીયા બ્રાહ્મણને આશરે દીક્ષીતના ગયા પછી પંદર દિવસે વડનગર તરફ વાટ ખરચ આપી વિદાય કર્યો દીક્ષીતજી તો આ ખેપીયો જે દિવસે નીકળ્યો તે દિવસના એક અઠવાડીયા અગાઉ વડનગર પહોચી ગયા હતા અને પોતે જુનાગઢ નિવાસી નરસિંહ ભક્તના પુત્ર શામળપ્રસાદ સાથે વિવાહ કર્યાની બધળી હકીકત અને ભક્તની ભક્તિનો પ્રતાપ કહી મદનમેહેતાને સંતોષ પમાડયો હતો મદનમેહેતાએ આવતા માસમાં લગ્ન લેવાનો નિશ્ચય કરી લગ્નની તૈયારીઓ કરવા માંડી, દેશ દેશના દીવાનોને અને ઠાકોરોને આમંત્રણ કર્યાં. અને એકની એક મ્હોંઘેઇ પુત્રીના લગ્નનો અવસર છેલ્લો સમજી કરોડો સુવર્ણ મોહોરો ખરચી નાંખી દુનિયામાં એવી ધામધુમથી કોઇનું ભાગ્યેજ લગ્ન થયું હોય તેવું લગ્ન વિધિ પુરઃસર કરવાનો ઠરાવ કર્યો. વળી કાશી ઇત્યાદિ નામાંકિત પવિત્ર સ્થળોના ચતુર્વેદ સંપન્ન બ્રાહ્મણો, ઋષિઓ, આગ્નહોત્રીઓ અને કર્મકાંડી વિદ્વાનોને પણ કહાવી દીધું. આ પ્રમાણે મદનમેહેતાએ એક માસ અગાઉ આવી મોટા પાયા પર ધામધુમ રચવા માંડી. લગ્નની સામગ્રીઓની તથા લગ્નમંડપો ઇત્યાદિની ધમાલ મદનમેહેતા વડનગરમાં આ પ્રકારની એક દિવસે મચાવી રહ્યા હતા એટલામાં એક ખેપીયો વિપ્ર પેલો મેહેતાજીની વિરૂદ્ધનો સારંગધરનો પત્ર લઈ મદનમેહેતાને ત્યાં

આવી પોહોચ્યો. મદનમેહેતા ઓસરીમાં જ્યાં એક પાટ ઉપર બેઠા હતા ત્યાં જઈ તેમને પ્રણામ કરી પત્ર આપી પછી તેમની પાસે બેઠો. મદનમેહેતા પત્ર વાંચી એકદમ પેલા દીક્ષીતને બોલાવી કહેવા લાગ્યા "અરે દીક્ષીતજી તમે તો કહો છો વર ઘણો ઉત્તમ રૂપાળો તથા ગુણીયલછે અને સારંગધરજી તો સ્પષ્ટ જણાવે છે કે જુનાગઢની નાગરિન્યાતમાં ભીખારીમાં ભીખારી અને વેરાગી સાધુઓના ટોળાંમાં બેસી નાચી કુદી ભીખ માગી પેટ ભરનારો એક નરસૈયો જેને અન્નને અને દાંતને વેર છે તેવાને ઘેર તમારા દીક્ષીતે વેવિશાળ કર્યું છે તે ઠીક નથી માટે આ પત્ર વાંચી વેવિશાળ ફોક કરી બીજો ઉત્તમ વર શોધી પછી લગ્ન કરજો." ત્યારે દીક્ષીતજી આ વાતની ખાત્રી કેવીરીતે કરવી. લગ્ન દિવસ નક્કી કરી બધે આમંત્રણ મોકલાવ્યાં છે અને મારા દીવાનના નામ પ્રમાણે સર્વે લગ્નના દિવસ અગાઉ ચાર દિવસ પેહેલાં આવશે. અને લગ્ન બંધ જોઇ હાંસી કરશે. દિક્ષીતે કહ્યું "મદન મેહેતાજી મારી તો ખાત્રી થઇ ચુકીછે અને એજ નરસિંહ ભક્તના પુત્રને લાયક જોઇ જુઠીબાઇનો તેની સાથે વિવાહ કરી દીધો છે અને છાતી ઠોકીને કહું છું કે એ વર મળ્યો તો આપને નવેનિધ પ્રાપ્ત થયું એમ નિશ્ચે જાણજો. મદનમેહેતા તો આ સૌ સાંભળી રહ્યા અને બીજે દિવસે તે બાપીચાને સારંગધર મેહેતા ઉપર પેલા પત્રનો પ્રત્યુત્તર

લખી મોકલી દીધો કે " તમારી લખેલી વરની જાત્રી કર્યા સિવાય વેવિશાળ તોડવા અમે ખુશી નથી. માટે પ્રથમ કોઇ યુક્તિસર જાત્રા કરી પશ્ચાત કેમ કરવું તેનો વિચાર કરી તમને જણાવીશું હાલ એજ. " ખેપીયો ગયો એટલે દરબારગઢમાં પોતાના રાજા પાસે જઈ આ હકીકતની વાત કહી જેથી રાજા પણ વિચાર કરવા લાગ્યો કે કોઈ વિચક્ષણતાથી પ્રધાનને શીરે આવી પડેલા સંકટના નિવારણાર્થે વરની જાત્રા કરવી આવશ્યક છે, એવો વિચાર કરે છે એટલામાં મદનમેહેતાને એક યુક્ત સુઝી આવી અને તેથી રાજાને કહેવા લાગ્યા " હજુર મને એમ લાગેછે કે આપણે જે નરસિંહ મેહેતાથી ના બની શકે તેવું અસંભવિત અસંખ્ય દ્રવ્ય ખરચવાના કરાર માટે પત્ર લખી તેનાપર મોકલીએ એટલે તેનાથી તે બની શકશે નહીં અને લગ્નનું માગું પાછું મોકલશે અને આપણે બીજે સારે ઠેકાણે જુડીબાઇનાં લગ્ન કરી દઇશું. તાકે ચાણીએ ખસ જશે, સાપ મરશે નહિં, લાકડી ભાગશે નહિં અને આપણું કામ થશે. " રાજાને પણ આ મદનમેહેતાની યુક્તિ વ્યાજબી લાગી જેથી તેમ કરવા તેણે સલાહ આપી તેથી એક કાગળ લઈ નીચે પ્રમાણે લગ્ન કરારનું પત્ર લખવા બેઠા.

" સ્વસ્તિશ્રી સર્વે ઉપમાલાયક પુજ્યારાધે જુનાગઢ નિવાસિ ભક્ત શિરોમણી નાગર સદગૃહ-

સ્થ મેહેતાજી નરસિંહરામ જોગ લિ. વડનગર નિવાસિ સ્નેહાધીન મદન મેહેતાના સપ્રેમ નમસ્કાર. અમારી દીકરી જુઠીબાઈનાં મહા સુદ ૫ અને રવીવારે ગોરજ મુહુર્તે લગ્ન લેવાનો ઠરાવ કરી અમો નીચેથી શરતોએ આ લગ્નનો કરાર કરીએ છીએ કે જે પૈકીની એક પણ શરત રદ ગયે અમો તમારે ત્યાંનુ વેવીશાળ ફોક કરી અમારી ઈચ્છામાં આવશે તેને અન્ય સારે ઠેકાણે પરણાવી દઈશું તે જાણજો.

વડનગરના નાગરને પ્હેરવા માટે પાંચ લાખ પચરંગી વાધા તથા તેઓની સ્ત્રીઓને મનમાનતી પાંચ લાખ સાડીઓ પાંચ લાખ પાલખી આસપાસ ઘુઘરીઓ તથા સૂવર્ણના કળશવાળી વીશલાખ વહેલો નવ લાખ તોપો, એકાવન હાથી રત્ન જડીત્ર અંબાડી સહીત, પાંચલાખ ઘોડેસ્વાર પાંચ લાખ પ્યાદા એવી ચતુરંગ સૈન્યા સહીત વરઘોડો ચડાવી તમામ જુનાગઢની નાગરી ન્યાતને જાનમાં લેઈ વડનગર આવી લગ્ન કરવાં અને વેવાઈની ઈચ્છા પ્રમાણે વડનગરની ન્યાતને જમણવારો, બક્ષીસો વીગેરે આપવા. મહા સુદ ૫ ને રવીવાર ઉપર ૬ ને સોમવાર થતાં લગ્ન રદ જાણજો. પત્રનો જવાબ તરત આપજો થોડું લખ્યું ઘણું કરી વાંચજો કામકાજ લખજો હાલ એજ પોસ સુદ ૨ ને શનીવાર. ઉપર પ્રમાણે લગ્ન કરવાનો પત્ર લખી એક ન્યાતના બીજા ભિક્ષુક બ્રાહ્મણ ખેપીયાને બોલાવી

તેને તે પત્ર આપી નરસીંહ મેહેતાને આપવા સારૂ તાબડતોબ જુનાગઢ મોકલી દીધો ખેપીયાને રાજ્યમાંથી વાહનાદિની પુરતી સવડ કરી આપી એકદમ તેનો પ્રત્યુતર લાવવા કહેલું જેથી વડનગરથી જુનાગઢ આઠ દીવસ થાય તેને બદલે તે પાંચે દીવસે જુનાગઢમાં નરસિંહ મેહેતાને ત્યાં આવી પોહોંચ્યો. હવે સચરાચર અંતરયામી ભક્તવત્સલ ભગવાને તેની દૃષ્ટિમર્યાદામાં એવી માયા મુકી દીધી કે નરસિંહ મેહેતાનું મંદિર અને તેમના વૈભવ અને અશ્વર્ય આગળ સ્વર્ગ પણ તુચ્છ હશે એવું તેને જણાવા લાગ્યું અને તેથી એકદમ પોતાના મન સાથે વિચાર કરી ખાત્રી કરવા લાગ્યો કે "નહિં નહિં દીક્ષીતજીના કહેવા પ્રમાણેજ સાક્ષાત ભગવાને આ બધું મેહેતાને આપેલું જણાય છે. ખરેખર મંત્રીની કન્યા લાયક આ સ્થળ છે. પરણીને જો જુઠીબાઈ આ ઘરમાં આવશે તો જરૂર તેને સાક્ષાત વૈકુંઠ કરતાં પણ અધિક વહાલું આ સ્થળ લાગશે એમાં જરા પણ શંશય નથી. જેને પ્રભુ સ્હાય છે તેને આ વિશ્વમાં ત્રિલોક પણ હસ્તા કમલવત છે. એ વાતનો આજે મારા અંતરમાં સ્પષ્ટ અનુભવ થાય છે." આ પ્રમાણે પોતાના હૃદય સાથે મનમાં વાતો કરતો કરતો તે વિપ્ર ખેપીયો છેક મેહેતાના દ્વાર નજીક આવી શામળશાને રમતો જોઇ તેના દિવ્ય તેજથી અંજાઇ જઇ આશ્ચર્ય બની પાછો મન સાથે કહેવા લાગ્યો " આજ વર આવા જેવો દિવ્ય

અને તેજસ્વિ જાણે બીજો કેલૈયો કુંવર જાણે કૃષ્ણ કનૈયો સાક્ષાત વાહરે જુઠીબાઇ દીક્ષીત કહેતા હતા તે વાત સાચી કે આ વર જોડે વેવીશાળ થયું તે એક મોટું તારૂં સદ્ભાગ્ય. અહાહા ! કેવી તેની સુંદર કાંતિ ખરેખર વર તો જુઠીબાઇ લાયકજ છે. અરે પણ તે સઘળું જ્યાં પ્રભુ સ્હાય છે ત્યાં કેમ ના થાય ? થાયજ એમાં આશ્ચર્ય સરખું કશુંજ નથી.” આટલું કેહેતામાં નરસિંહ મેહેતા બારણા આગળ આવી તેમને સન્માનપૂર્વક મંદીરમાં લઇ જઇ બાજઠ ઉપર બેસાડી જળ પાન કરવા લોટો પવાલુ આગળ ધર્યું એટલે પેલા ખેપીયા વિપ્રે મદન મેહેતાનો પત્ર આપી જરા શ્વાસ ખાઇ પશ્ચાત જળ પાન કર્યું અને મેહેતાજીએ વાંચી માણેકબાઇને વાંચવા આપ્યો માણેકબાઇએ વાંચી નિશ્વાસ નાંખી પાછો આપ્યો એટલે મેહેતાજી પોતે પોતાના કૃષ્ણમંદિરમાં જઈ પેટી મૂર્તિ સમીપ ઉભા રહી કરતાલ લઇ પ્રભુને બોલાવવા માટે વિજ્ઞસી કરવા લાગ્યા. પા કલાક થયો નહિં એટલામાં તો શ્રી કૃષ્ણ પરમાત્મા લાલજીરૂપે તેમની સમક્ષ પ્રગટ થયા અને કહેવા લાગ્યા કે “ કેમ વત્સ નરસિંહ વેવીશાળ આવીને કરી ગયે મને એક માસ તો હજી પુરો થયો નથી. ને પુનઃ બોલાવવો પડયો એવું શું સંકટ વળી પાછું આવી પડ્યું? સત્વર નિવેદન કરો !” એ સાંભળી મેહેતાજીએ પેલો મદન મેહેતાનો પત્ર આવેલો ભગવાનને આપ્યો. ભગવાને

વાંચી તેનો ઉતર નીચે પ્રમાણે લખી આપી નરસિંહ મેહેતાને કહ્યું હવે લગ્ન સામગ્રી સહીત હું લગ્નના દીવસ અગાઉ ચાર દીવસ પેહેલો શહેર બહાર પાગોળે તૈયાર રહીશ તમે આખી નાગરી ન્યાતને જાનનાં તેડાં કરી દેજો અમેને આમે કરવું છે તો વેવાઈની મરજીથી પણ સવાવીશ કરવામાં આપણું શું જાય છે. માટે નિશ્ચિતપણે તમારી સઘળી તૈયારી તે દરમ્યાન કરી રાખજો હું હવે જઈશ " આટલું બોલી શ્રીકૃષ્ણ પરમાત્મા તો અંતરધ્યાન ગઇ ગયા. પેલા ભગવાને લખી આપેલા જવાબનો કાગળ લઇ નરસિંહ મેહેતા મંદીર બહાર આવી બેઠા એટલે બ્રાહ્મણ તે વખતે થાકીને આવેલો તે પેલા નરસીંહ મેહેતાના ભજનની ધુનમાં નિંદ્રા વશ થઈ ગયો હતો જેથી નરસિંહ મેહેતાએ ઠાકોર મંદીરમાં જઇ ભજન કર્યું તે સીવાય પા કલાક ભજન કરી પેલો પત્ર લઇ બહાર ક્યારે આવ્યા તેની ઉંઘમાં તેને ખબર પડી નહીં. મેહેતાએ બહાર આવી માણેકબાઇને બોલાવી તેને ભગવાનનો લખેલો પ્રત્યુત્તરનો પત્ર વાંચી સંભળાવવા કહ્યું એટલે માણેકબાઇ વાંચી નીચે પ્રમાણે મેહેતાજીને શ્રવણ કરાવા લાગી કે "પ્રત્યુત્તરમાં વીનંતી સાથે લખવાનું એટલુંજ કે નવ લાખ નાગર જે જાનમાં આવ્યા હોય તેને દરેકને પોશાક, તેમની સ્ત્રીઓને સાડીઓ તથા છપન કરોડ સૈન્યનું આઠ દીવસનું ખરચ પહેરામણી સુદ્ધી અને તે સર્વેનું આવતાં જતાંનું વાટ ખરચ, સો

સર્વ તૈયાર રાખજો અને તમારૂં મુહુર્ત મહા સુદ ૫ ને રવીવારનું છે તો અમારૂં મુહુર્ત મહા સુદ ૨ ને શુક્રવારનું રાખવામાં આવ્યું છે જો બીજ ઉપર તીજ થશે તો પછી તમારો વીવાહ ફોક કરી બીજે સ્થળે અમો દીકરાનાં લગ્ન કરી દઇશું તે જાણજો. નરસિંહ મેહેતા આ સાંભળી પોતાની સાધવી પતિ માણેકગવરિને કહેવા લાગ્યા " જોયું મારો નાથ કયાં જરાએ નમતી મેલે તેવો છે; મદનમેહેતાએ લખ્યું છે તેથી દશગણું તેણે દર્શાવ્યું છે. પશ્ચાત મનમાં ભગવાન પ્રત્યે ઉદ્ગારો કાઢવા લાગ્યા કે

અરે વાહરે મારા યાદવરાય, તમારા વિના મારો ટેક કોઈ નીભાવનાર નથી. વાહરે મારા પ્રાણના આધાર, તમને પણ લાજતો વહાલી છે એની મને હવે ખાત્રી થઈ એવો વીચાર કરી માણેકગવરિ તરફ ફરીને વળી કહેવા લાગ્યા " સાધવી તમારે જે જે વસ્તુઓ જાનમાં જોઇએ તે તે બધી સંભાળીને લઇ ગાંઠડા પોટલા કરવા પ્રવૃત થાઓ અને મારા પ્રભુએ કહ્યુ છે તે પ્રમાણે મારા સાહિત્યને પણ તયાર કરી રાખું. " મેહેતાજી બોલ્યા " સ્વામિન જાન માટે શું શું ના જોઇયે ? જોઇયે તો સઘળું પણ વસ્તુ વિના નર પશુ આપણી પાસે કુકા કયાં છે કે લાવીયે. " મેહેતાજી કહેવા લાગ્યા " અરે દ્રવ્યનું કામ તો મારા દામોદર સઘળું કરશે પણ તમારે ઘરમાંથી જે જે કંઇ લેવા જોગ હોય તે લઇ રાખવાને કહું છું હું પણ મારા સા-

હિત્યમાં એક વહેલ ગોપીચંદન, તુલસી, તિલક, છાપાં, તાલ, ઝાંઝ, ઘડીયાળ, ઈત્યાદી વાજીંત્રોના કોથળા, અને મારૂ સંત પુરૂષોનું વૃંદ એજ કૃષ્ણ સાથે સાહિત્યમાં તૈયાર કરવાનો છું. બાકી જાને-વાને શું જોઇશે, અને તેમને શું શું જોઇશે, અને ભગવાન શું શું આપશે, તે તો તેજ જાણે. એમને જે કરવું હોય તે કરે. હું તો એક નિમિત્તરૂપ છું બાકી પુત્ર શામળના ખરા માબાપ તો તેજ શ્રીકૃષ્ણ અને લક્ષ્મીજી છે તે સર્વ નીવેડશે માટે બીજી ચિંતા કર્ત્તવ્ય નથી." આ સાંભળી માણેકગવરિ શાંત અને સ્વસ્થ બની પોતાના પતિના ઠાકોર મંદીરને સંભાળીને જોડે રાખવાના અને પોતાની પુત્રીને વડનગર જતાં જાનમાં રસ્તામાં મળવાને પત્ર લખવાના કામમાં પ્રવૃત્ત થઈ, અને મેહેતાજી તો એ ભગવાન એના એ પાછા ઇષ્ટભજનમાં મચ્યા. કુંવરબાઇને તેના સાસરે પત્ર લખવાથી આઠેક દિવસમાં ભાઈના લગ્ન પ્રસંગે આવી પોહોચી. અને લગ્નના આઠ દિવસ થયા એટલે ભક્તવત્સલ ભગવાને પોતાના ભક્તના પુત્રનાં લગ્ન કરવા જવાને પ્રવૃત્તિ રચવા માંડી. પ્રથમ લક્ષ્મીજીને, સત્યભામાને, રાધીકાને, અને રૂક્ષ્મણિને બોલાવી ચારેને ચાર કાર્યો સોંપી દીધા. લક્ષ્મીજીને રામણદીવો ઝાલવાનું, સત્યભામાને કુંવરને ખોળે બેસાડવાનું, રાધીકાને કુંવરને ચમર ઢોળવાનું અને રૂક્ષ્મણિને મોડ વાલીને સર્વ સાથે ચાલીને મંગળગીતો ગાવામાં

અગ્રેસર ભાગ લેવાનું કામ સોંપી છપ્પનકોટી યાદવોને નાગરનો વેશ લેવા તથા તેમની સ્ત્રીઓને નાગરાણિનો વેશ લેવા આજ્ઞા કરી દીધી. તેત્રીસ ક્રોડ દેવતા, નવનાથ, ચોરાસી સિદ્ધ, ગ્રહગણ, અને નવ લાખ તારા ગણને સાજન વર્ગનો વેશ લેવાની આજ્ઞા કરી. વિશ્વકર્મા અને નારદને બોલાવીને પણ કહી દીધું કે " મારા ભક્ત નરસિંહના પુત્રના લગ્ન પ્રસંગની ધામધુમ મારે કરવાની હોવાથી, અઢાર ભાર વનસ્પતિ, વૃક્ષો તથા વેલોને જુદા જુદા સૈન્યના સાહિત્ય રૂપે બનાવી દ્યો અને, ઈંદ્રમય અગ્નિ, વરૂણ, કુબેર, ચંદ્ર સૂર્ય અને સર્વ દેવ તથા ગ્રહગણોને સૈન્યના અમલદારોનો વેશ ધારણ કરાવી પોષ વદ અગીઆરસે જુનાગઢની ભાગોળમાં હાજર થવાનું નારદજી સત્વર કહી આવો. વળી પોતાની સોળ હજાર અને આઠ રાણીઓને નાગર સ્ત્રીઓને તૈયાર થવા પણ આજ્ઞા કરી દીધી. ભીમ, અર્જુન ઈત્યાદિ પાંડવોને પણ નાગર વેશે હાજર થવા પત્ર લખી દીધો. આવી અપાર લીલા પ્રભુએ ફેલાવી સુખે અને પોષ વદ ૧૧ ને રવિવારને દિવસે જુનાગઢની ભાગોળે મેલાપ કરવાનો નિશ્ચય કરી દીધો. વિશ્વકર્માએ શ્રીમદ્ વિષ્ણુ ભગવાનના હુકમ પ્રમાણે પત્થરોની શીલાઓની માયાવી પાલખીઓ બનાવી દીધી તેને ચાર ચાર રૂપે ચાર મનુષ્યો ઉપાડનારા બનાવી દીધા. વનસ્પતિઓને તોપ, નાળ, બંદુક, તલવાર, ઢાલ ઇત્યાદિ

સર્વ પ્રકારના હવેલીઆરરૂપ બનાવી લીધી. તમામ પશુ પક્ષી જીવ જંતુઓના સમૂહને લઈ માયાવિ મનુષ્યો સૈન્યના બનાવી, ઘોડેસ્વાર, પ્યાદા વીગેરે લશ્કરની પણ કૃતિ કરી દીધી. એ રીતે વિશ્વકર્માએ ભગવાનની આજ્ઞાનુસાર માયા ફેલાવી આપણા ભક્ત શિરોમણી નરસિંહ મેહેતાના પુત્ર શામળપ્રસાદના લગ્નના વરઘોડા અને જાન નિમિતે આશરે વીશ લાખ પાલખી, છત્રીશલાખ તોપ, એંશીલાખ રથ, એક કરોડ મોતીવાળા હાથી, અને ત્રણ કરોડ અશ્વો, પાંચ કરોડ પ્યાદા, અને સાત કરોડ ખાસા સ્વારો એ રીતે સૈન્ય તૈયાર કર્યું. હવે દીકપાળોએ આવીને પોતપોતાની દિશામાં આવેલા સૈન્યની સરદારી લીધી. એ રીતે તમામ સાહિત્ય તૈયાર કરી વિશ્વકર્મા આશરે મેલાણના પાંચેક દિવસ અગાઉ કૃષ્ણ પરમાત્માને ' સર્વ તૈયાર છે ' એ શબ્દ કહેવા ગયા. પાંડવો વિગેરે પણ આવી પોહોચ્યા. યાદવો પણ નાગરરૂપે રજુ થયા અને યાદવ પત્નીઓ તથા શ્રીકૃષ્ણ મહારાજની સર્વ પત્નીઓ નાગરાણિનો વેશ લઈ શણગાર ધારણ કરી પ્રભુ આજ્ઞાનુસાર નિયમીત કરેલે વખતે હાજર થઈ ગઈ. શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ મેહેતાજીના મુનેમનું રૂપ લીધું અને બરાબર પોષ વદ એકાદશીને રવિવારે રાત્રીના પ્રથમ પ્રહરમાં જુનાગઢની ભાગોળે આશરે સોળ સત્તર માઈલના ઘેરાવામાં સર્વ સૈન્ય સહીત આવી ભગવાને મુકામ કરી. બીજે બાજુએ નરસીના

તંબુઓ ઠોકાઇ ગયાં. આસપાસ ઘોડારો, હાથી-ખાના, કોઠારો અને કોશાધિપતીનો કોષ (ખજાનો) રાખવાનાં જામદારખાનાં પણ બનાવી દીધાં અને દ્રષ્ટિ સહનાર પડવાંમાં તો જાણે કોઇ મોટો સમુદ્ર ઉભરાયો હોય કિંવા જાણે અસંખ્ય સૈન્ય સહિત કોઇ ચક્રવર્તિ રાજા જુનાગઢ સર કરવાને ત્યાં પડાવ નાંખી પડયો હોય તેવું જોનારને કુદરતી ભાન થયા વગર ન રહે એવો દેખાવ થઇ ગયો હતો. આ વખતે જુનાગઢનો માંડલીક: રાજા તીર્થાટન કરવા અર્થે કાશી પ્રયાગાદિ યાત્રાને સ્થળે ગયો હતો, માત્ર જુનાગઢનો નાગર દિવાન હતો, અને તેણે આ મેલાણ પોતાના મકાનની અગાશી-માંથી જોઇ તપાસ કરાવી તો, નરસૈયા નાગરના પુત્રનો વરઘોડો જાનૈયા સહ વડનગર જાયછે એવી હકીકત મળી જેથી નરસિંહ મેહેતાને જરૂર ભગવાન વશ છે તેનો અનુભવ કરવા લાગ્યો. આ મેલાણ આશરે જુનાગઢથી બે માઇલ છેટે થયું હતું અને ચાર યોજનના ઘેરાવામાં પડયું હતું.

મારા પ્રિય વાંચનાર, પ્રભુ જેને સહાયછે તેને શી ન્યુનતા છે? કંઇ નહીં. છતાં પણ તે ભક્તો તો હર્ષ શોક વિના પોતાના પ્રભુના યશોગાનમાંજ ગુલતાન રહે છે અને પોતાનો પોશાક પોતાના મનની સ્થિતિ, પોતાનો રિવાજ, પોતાની ઢબ છબ સર્વે કાયમ એક જ રંગમાં રાખી. પ્રસન્ન ચિત્તે પ્રભુના ધ્યાન પૂર્વક વહન કરેછે. શ્રીકૃષ્ણપરમાત્મા-

એ તો અસંખ્ય સૈન્ય સહિત પડાવ નાંખી બાર-
શના પ્રાતઃકાળના પ્રથમ પ્રહરથીજ દુદંભીનાદ કરવા
માંડયો ત્યારે આપણી વાર્તાના નાયક ભક્ત શિરો
મણી નરસૈયા મેહેતાએ વડનગર જવા માટે એક
ભાગી તુટી વહેલ હાડપિંજર સમ બની ગએલા બે
વૃદ્ધ બળદો જોડી તેમાં ગોપીચંદન, તુલસી, ઝાંઝ,
ઘડીયાળો ઇત્યાદિ વાદ્યોના કોથળા ભરાવી તૈયાર
કરી બે છોકરાં તેમાં બેસાડી આમંત્રણ કરેલા
નાગરો તથા નાગરાણિઓ જોડે માણેકબાઇને રાખી
સંત સાધુઓના ટોળા સાથે કૃષ્ણ કીરતન કરતાં
કરતાં વડનગરના પ્રયાણે જાન લેઇને આવ્યા. ગામ
બહાર જ્યાં એકાદ માઈલ ચાલ્યા એટલે પેલો
પડાવ મેહેતાજીની નજરે પડયો એટલે તરત ચેતી
મન સાથે કહેવા લાગ્યા "નહિં નહિં નાથ વચ-
નના છો તો સાચા તમામ લગન સાહિત્ય લઇ
પધાર્યા તો ખરા ! ધન્ય મારા ધરણીધર તમારી
લીલાને ધન્ય છે" આવો વિચાર કરેછે એટલામાં
પેલા પડાવમાંથી દોડને ઘોડે એક સ્વારે આવીને
મેહેતાજીને વરદી આપી "મેહેતાજી, વરઘોડો તથા
જાન તૈયાર છે તમો પધારો તેટલીજ ફક્ત વાર છે."
મેહેતાજીએ કહ્યું "વારૂ ભાઇ જાઓ કૃષ્ણ મહા-
રાજને કહો કે આપના દાસાનુદાસ આવે છે આપ
સજ્જ થઈ રેહેજો અને આ ઘડીથી સર્વની જોઇતી
સંભાળ લેજો" એટલું કહ્યું કે પેલો ઘોડેસ્વાર
દોડતો પાછો આવ્યો ગયો અને મેહેતાજીની વેહેલે

ધીરે ધીરે પંથ કાપવા માંડયો. જ્યાં શ્રી કૃષ્ણ પરમાત્માના પડાવ પાસે નરસિંહ મેહેતા જાન મંડળ સહીત આવી પોહોંચ્યા એટલે તેમને શ્રીમદ્ ભગવાનના દ્વારપાળો ભગવાનના તંબુએ લઇ ગયા માણેકબાઈ શામળપ્રસાદને અને કુંવરબાઇને પણ જોડે લઈ જવામાં આવ્યાં હતાં. અને પુરૂષ અને સ્ત્રી વર્ગને મેલાણના આગેવાનોએ આવી વાહનાદીની સર્વ સગવડ કરી આપી આણી તરફ જાનના સર્વ આબાલ. વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ અને છોકરાંઓ તથા સર્વ સાધુ મંડળને માટે વડનગરના પ્રયાણસારૂ વાહનાદીની ગોઠવણ થઈ રહી છે બીજી તરફ કૃષ્ણ પરમાત્માએ મેહેતાજીને અને તેના કુટંબને પોતાના તંબુમાં બોલાવી શામળને લઇ લક્ષ્મીજીને સોંપી કહેવા લાગ્યા " આ મારા ભક્તના પુત્રને તમારા પુત્રથી પણ અધિક લાગણી રાખીને ન્હવરાવી ધોવરાવી આભૂષણો પેહેરાવી દો અને પુત્રી કુંવરબાઇને પણ તેનાં મનમાનતાં વસ્ત્રાભૂષણ સજાવી દો એટલે ચાલો પ્રવાસ શરૂ કરીએ." આવી કૃષ્ણપરમાત્માની આજ્ઞા થતાંની સાથે લક્ષ્મીજી, સત્યભામા, રાધીકા અને રૂક્મણી એ ચ રે પેલા ભક્તના પુત્ર પુત્રીને પોતાના તંબુમાં લઈ ગયાં અને સ્નાન કરાવી વસ્ત્રાભૂષણ સજાવ્યાં. ભગવાને સૂર્યને બોલાવી તેની અમુક કળાઓમાંથી કે કળાનું તેજ શામળપ્રસાદને અર્પણ કરી દીધું જેથી કોટી કામ કમનીય તેનું સ્વરૂપ દીવ્ય બની ગયું. એટલે કુંવરબાઇને

રહવું આવ્યું અને લક્ષ્મીજી પ્રત્યે કહેવા લાગી "માજી મારા ભાઇને આજે સાક્ષાત તમે જગતજનેતા પોતે રાંદણુ દીવો ઝાલી પરણાવો છો અને સાક્ષાત કૃષ્ણ પ્રભુ પિતા સમાન સર્વ કરી રહ્યા છે. તેથી મને ઘણો આનંદ થાય છે પરંતુ મારી જાતના પ્રસંગે પણ આવો ભાગ તમે અને પ્રભુ લ્યો તેનો લાવો લેવાની આતુરતા મને રહી છે તે મારી પુરી કરો!" લક્ષ્મીજી કહેવા લાગ્યાં "પ્રિયપુત્રી, ચિંતા કરીશ નહિં તારા સિંમત વખતે પણ તારે મામેરૂં એજ શાધાવર આવીને પુરશે અને અમે પણ સહુ તેમની ઇચ્છા હશે તો આવીશું" એટલામાં નારદ પાસે ઉભા હતા તે કહેવા લાગ્યા "બ્હેન તું ઉચ્ચકુળના નાગર ગૃહસ્થની સુકુલવતિ સાધવી પુત્રી છે ચતુર છે, તો પછી તારા ભાઇના લગ્ન પ્રસંગે આપણા કૃષ્ણપ્રભુ તને કેહેશે કે "બેન કુંવર તારે જે જોઇએ તે માગી લે?" ત્યારે માગી લેજે કે મારે અવસરે આપ લક્ષ્મીજી તથા અન્ય મંડળ સહીત પાછા પધારશો એજ માગું છું" એટલે તને વચન આપશે ને તારૂં કામ સફળ થશે તારી મનોકામના સિદ્ધ થશે. માટે બેટા એ વાતનો ઉચારાવો કરીશ નહી. "આ પ્રમાણે જનાનખાનાના તંબુમાં સ્નાન વિધી તથા નારદ અને કુંવરબાઇની વાતચીત થઈ રહી છે. ત્યાં ભગવાને પોતાના તંબુમાં પોતાના ભક્ત નરસીંહમેહેતાને શૌચ સ્નાન ઇત્યાદી કરાવી, બીજાં કસબી પીતાંબર અને શેલાં ધારણ

કરાવી પશ્ચાત પોતાની જોડે બે અશ્વના રથમાં બેસાડયા. શામળનો વરઘોડો હોવાથી તેને પણ નાગરી રીવાજ પ્રમાણે શ્રીફળ ખુંપ ઈત્યાદી સહીત ઈંદ્રને ત્યાંથી મંગાવેલા અશ્વર ઉપર સ્વાર કર્યો અને કુંવરબાઈ લક્ષ્મીજીના રથમાં બેઠી થોડીવાર થઈ એટલે બ્યુગલ થયું જેથી એકદમ સર્વ મેલાણે કુચની તૈયારી કરવા માંડી અને કલાક થતામાં સર્વ કમઠાણ ઉપડી ગયું. સર્વ આગળ નિશાન ડંકાના અને બેંડના સ્વારો તેની પછી ખાસા અને લશ્કરી ઘોડેસ્વારની અસંખ્ય ટુકડીઓ તેની પાછળ સૂવર્ણ અંબાડીથી સજેલા હાથીઓની હારો, તેની પાછળ અનેક પાયદળની લશકરી અને પોલીસની ટુકડીઓ, તેની પાછળ પાલખીઓની હારો, મેના ઈત્યાદી વાહનો અને વાજીંત્રો બાદ કૃષ્ણ ભગવાન અને જાનૈયાના અને સાજનોના શણગારેલા રથો, તેની પાછળ અસંખ્ય જાસુસોની મધ્યમાં શામળશાનો દીવ્ય ઘોડો તેની પાછળ અસંખ્ય હજુરીયાની વચમાં જાપતા-સૂર ચાલતું તમામ જનાનખાનાના રથો તેની પાછળ તોપોની હારો, તેની પાછળ તમામ સરંજામથી લાદેલા બળદનાં ગાડાંઓ અને સહુની પાછળ ઉંટના નીશાન ડંકાની કતાર એ પ્રમાણે શામળપ્રસાદનો વરઘોડો ભગવાનની ઈચ્છાથી ગોઠવાઈ ચાલ્યા કરતો હતો. એમ ચાલતે ચાલતે જ્યાં વડનગર પાંચેક કોસ છેટું રહ્યું એટલે ભગવાને પાન્ડુ પુત્ર ભીમસેનને બોલાવી કહ્યું કે “ ભાઈ

ભીમસેન, તમે જઇ આગળ વડનગરના દિવાનજી મદન મેહેતાને સમાચાર કહો કે વરઘોડો આવે છે માટે જાનના ઉતારા વીગેરેની સર્વ સગવડ તૈયાર રાખજો.” ભીમસેન તો શ્રીકૃષ્ણ પરમાત્માની આજ્ઞા થતાની સાથે સત્વર વેગબંધ વડનગર પહોંચી ગયા અને મદન મેહેતાને જઇને કહ્યું કે “ તમારા કાગળમાં લખેલા સાહિત્યથી બમણા સાહિત્ય સહીત નરસિંહના પુત્રનો વરઘોડો આવે છે માટે જાનના ઉતારા વગેરેની ક્યાં સગવડ રાખી છે? તે અમને મેહેતાજી બતાવો અને પ્રથમ તો એ જણાવો કે સીધાના કોઠારો ક્યાં ભરાવ્યા છે?” આ સાંભળી મદનમેહેતા વાતને હસી કાઢી તેને કહેવા લાગ્યા “ ઠીક ભાઇ ઠીક અમારા લખવાથી બમણું લાવે એવો મૃત્યુલોકમાં કોઈ રાજા કે શ્રીમંત મનુષ્ય પણ હોઇ શકે નહીં તો એ વૈરાગી નરસૈયો શું લાવી શકવાનો હતો? કદાચ દશ વીશ નાગર અને સાધુના ટાળા સહીત આવતો હશે તેને તમે બમણું કહી મારી હાંસી કરતા હશો. આવી વાત કરી રહ્યા છે એટલામાં તો દુંદભીના તોપોના નાળોના અને વાજીત્રોના ઘોર નાદોનો મીશ્રીત અવાજ એકદમ સંભળાવા લાગ્યો. જેથી આખું વડનગર શહેર ખળભળી ઉઠયું. જ્યાં છેક વરઘોડો નજીક આવી પહોંચ્યો એટલે મદનમેહેતાએ પોતાની અગાશીમાં ચડીને જોયું તો પોતે લખ્યું હતું તેથી બમણું સૈન્ય તથા જાનૈયા

પણ અસંખ્ય જોયા જેથી તેમને ખાત્રી થઈ કે જરૂર મારાથી આ જાનનું પુરૂ પડવાનું નથી અને જરૂર મારી હાંસી થશે એમાં સંશય નથી માટે લાવો વીષ ખાઈ દેહનો ત્યાગ કરૂં એટલે દેખવું એ નહીં અને દાઝવું એ નહી એવો વીચાર કરી નીચે પોતાના ઓરડામાં આવી અફીણ ઘોળી પીવા જાય છે એટલામાં દીક્ષીત આવી પહોંચ્યા અને વરઘોડાનું વર્ણન કરવા લાગ્યા, મદનમેહેતાએ કહ્યું "દીક્ષીતજી મને ખાત્રી છે કે હવે મારી લાજ રહેવાની નથી માટે હું તો દેહનો ત્યાગ કરીશ" દીક્ષીતજીએ કહ્યું "નારે મહારાજ એટલા માટે કાંઈ આવો અમુલ્ય જીવ કાઢી નંખાય એશું બોલ્યા" મદનમેહેતાએ ઉત્તર વાળ્યો. "જુઓ દીક્ષીતજી સેન્ય એટલું બધું છે કે કદાચ આ વડનગર રાજ્યનો સઘળો ખજાનો ખાલી કરવામાં આવે તોપણ જાનનું પુરૂં પડે તેવું જણાતું નથી તો પછી વૃથા આશા શી રાખવી માટે લાવો મને તો મરવા દો એટલે પછી મારી આબરૂ જતી તો અટકે" આ પ્રમાણે વાતચીત કરી રહ્યા છે એટલામાં તો વડનગર નૃપતિ પોતાના મેહેલથી પેલું સઘળુ લશકર જોઇ અચંબો પામી મદનમેહેતાને ઘેર આવી પહોંચ્યો અને જુએ છે તો અફીણનો કટોરો પાસે પડેલો છે ને દીક્ષીતજી પાસે બેસી સમજાવી રહ્યા છે. તેથી શંકા કરીને મદનમેહેતાને તે પુછવા લાગ્યો "મેહેતાજી આ અફીણ શેનું

અને શું ધાર્યું છે?" મેહેતાજીએ નમ્રતાથી બે હાથ જોડીને કહ્યું નૃપેન્દ્ર આટલી મોટી જાનનું પુરૂં કરવાની મારી શક્તિ નથી. અને એ વાત મારાથી કોઈને કહેવાય પણ શી રીતે તેથી સહુથી સરળ અને સેહેલો ઉપાય મેં એ શોધી કાઢયો છે કે દેહોત્સર્ગ કરવો એટલે પછી આબરૂ તો ન જાય પછી જેમ થવાનું હોય તેમ થાય" રાજાએ ઉત્તર વાળ્યો "અરે વૃદ્ધ મંત્રી એમ શું હામ હારી જાઓ છો મારો ખજાનો એક સમયે બીલકુલ ખાલી થઇ જશે તોપણ હરકત નથી અરે કદાચ મારા નગરના શેઠ શાહુકારોની લક્ષ્મી સઘળી ખરચાઇ જશે તોપણ હરકત નથી. પણ ગમે તેમ કરી પુરૂં કરીશું ધીરજ રાખો એમ અમુલ્ય જીવ ખોયાથી કશો જ લાભ નથી" આ પ્રમાણે રાજા મદનમેહેતાને બોધ દઇ રહ્યા છે તેટલામાં તો વરઘોડો નગરમાં આવી પહોંચ્યો અને વાજતે ગાજતે મદનમેહેતાને ત્યાં ઉતર્યો તમામ દરબારી માણસો જાનૈયાની સરભરામાં મંડી પડયા અને મદનમેહેતાને લઇ રાજા નરસીંહ ભક્તનાં દરશન કરવા સામા ગયા જાનૈયાને માંડવામાં ઉતારો જ્યાં આપ્યો હતો ત્યાં મેહેતાજીએ પોતાના સંત સાધુઓ સાથે પડાવ કર્યો હતો. એટલામાં ઉતારામાં આવી મદનમેહેતા તથા રાજા પેલા દીક્ષીત દાસ પુછવા લાગ્યા કે "અમારા વેહેવાઇ ક્યાં છે ? એટલે નાગરવેશે આવેલા યાદવોએ ભગવાન તરફ આંગળી

કરી કહ્યું કે " મદનમેહેતાજી, આ તમારા વેહેવાઈ એટલે ભગવાને આદર સત્કાર કરી તેમને પોતાની પાસે બેસાડયા અને કહ્યું " મેહેતાજી તમારાં ધન્ય ભાગ્ય કે તમે નરસીંહરામ જેવો સુપાત્ર વેહેવાઇ શોધ્યો " મદનમહેતાએ કહ્યું "ભાઇ શોધ્યો તો ખરો પણ આ બધી જાન જોઇ મારો જીવ ગભરાય છે અને શંકા થાય છે કે મારી કોઇ રીતે આબરૂ રહે તેવું લાગતું નથી " ભગવાન બોલ્યા " મેહેતાજી ગભરાશો નહી વિશ્વંભર ઉપર ભરોંસો રાખો તમારી લાજ તે જવા દેશે નહીં " વાકય સાંભળી મેહેતાજીને ધીરજ આવી એટલે ફરી પુછવા લાગ્યા કે " અમારા વેહેવાઇ કયાં છે કેમ જણાતા નથી " ભગવાને કહ્યું "ચાર યોજનના પડાવમાં કોઇ ઠેકાણે બેસી હરિકીર્તન કરતા હશે જરા જુઓ તો જડી આવશે " આ સાંભળી રાજા સહીત મદનમેહેતા મેલાણમાં વેહેવાઇને શોધતા શોધતા જ્યાં બે હજાર સાધુઓનો અખાડો જમાવી નરસિંહ મેહેતા ભજનની ઝંડી મચાવી રહ્યા છે ત્યાં આવી પોંહોંચ્યા એટલે દીક્ષીતે દુરથી ઓળખાવ્યા એટલે મદનમેહેતાએ બે હાથ જોડી નરસિંહરામને નમસ્કાર કર્યો. પશ્ચાત બન્ને વેહેવાઈ ભેટયા અને આનંદથી એક બીજાની મુલાકાત લીધી.

પ્રિય વાંચક વૃંદ પોતાથી બન્યું તેટલું ખરચ કરી મદનમેહેતાએ ધામધુમથી પોતાની દીકરી

જુઠીબાઇનાં લગ્ન કર્યાં બૈરાઓમાં પણ લક્ષ્મી તથા રૂક્ષ્મણિને હાથે સઘળો કારભાર થયો. છેવટે વાજતે ગાજતે પરણીને વરકન્યા પાછાં જુનાગઢ વિદાય થયાં અને ભગવાન પોતાના યાદવો સહીત દ્વારિકા સિધાવી ગયા. આશરે એક માસ જુઠીબાઈ જુનાગઢમાં પોતાને સાસરે રહી એટલે વડનગરથી તેડું આવ્યું જેથી પાછી પીયેર ગઇ ત્યાર બાદ થોડે માસે શામળપ્રસાદ દેવલોક પામ્યા અને જુઠીબાઇ વિધવા થઈ એટલે મેહેતાજીએ કહ્યું કે "ભલુ થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ" આ પ્રમાણે મેહેતાજી તો ઉપાધી ઓછી થવાથી અત્યંત ખુશી થઇ દીન પ્રતીદીન અધિકને અધિક કૃષ્ણકીરતન કરવા લાગ્યા. કુંવરબાઇ પોતાના ભાઇના મરણથી અત્યંત ખેદ કરવા લાગી પણ અંતર્યામીએ આપેલી જ્ઞાન બુદ્ધિથી ઉપરામ પામી પોતાને સાસરે સારો સંઘાથ જોઇ વિદાય થઈ.

---

## પ્રકરણ ૯૬ હું.

## પિતાનું શ્રાદ્ધ.

પુત્રને ગત થયાને આશરે છ માસ થવા આવ્યા એટલે ભાદ્રપદ બેઠો અને શ્રાદ્ધપક્ષ શરૂ થયું. ભાદ્રપદની વદ સમીપને સોમવારે આપણા ભક્ત શિરોમણીના પિતાનું શ્રાદ્ધ હોવાથી તેમના મોટા ભાઈ વણુસીધરે મોટી ધામધુમથી શ્રાદ્ધ કર-

વાનો નિશ્ચય કરી શ્રાદ્ધની સર્વ સામગ્રી તૈયાર કરવા માંડી. ન્યાત જાતમાં અને સગાં સહોદરમાં પણ નોતરાં કેહેવરાવી લીધાં એટલે છેવટે નરસિંહ મેહેતાને ત્યાં આવી વણુસિધર કહેવા લાગ્યા કે— " અલ્યા નરસિંહ, કાલે આપણા પિતાનું શ્રાદ્ધ છે, જેથી કાલે તારા ખટલા સહીત જમવાને વખતસર આવજે. વળી બીજું એ કામ ભળાવું છું કે જંગલમાં જઈ ખાખરાનાં પાંદડાંનો ભારો લાવી સહુને પુરાં પડે તેટલાં પત્રાળાં અને પડીયા પણ બનાવી લેતો આવજે અને એટલા બધા માણસોનું જમણવાર થવાનું જેથી પાણીનાં બેડાં પણ ઘણાં જોઇશે જેથી ખારૂ મીઠું પાણી ભરવાને પણ તારી સ્રીને જરા સહવારમાં વેળાસર મોકલજે અને ઘઉં દળવાના હમણાં મારે ઘેરથી આવે તે તેની પાસે દળાવી પરોઢીયામાં મોકલી દેજે; તેમ જ આવતી કાલે સંતસાધુ અને વેરાગીઓના અખાડામાં ન ભટકતાં જરા ઘેર રેહેજે." આવાં વચન સાંભળી મેહેતાજી પોતાના મોટાભાઇ વણુસિધરને કેહેવા લાગ્યા "વણુસિધરભાઇ મારે મારા વેરાગીઓ પેહેલા અને તમે પછી. પહેલી મારા સાધુઓની સેવા પછી તમારૂં કામ. માટે તે તો ગયા વિના નહીં ચાલે, આપને માઠું લાગે તો બે કોળીયા જરા વધારે જમજો પણ હું તો પેહેલેથી સત્ય કહીશ અને મારા ઘરમાંથી પણ તેની ઠાકોર સેવાથી જ્યારે પરવારશે ત્યારે આવી શકશે." આ પ્રમાણેનું નિ-

સ્પૃહતા ભરેલું નરસિંહ મેહેતાનું બોલવું સાંભળી વણુસિધરને ક્રોધ ચડ્યો અને કહેવા લાગ્યા. "વળી ભીખારીને એટલો બધો મીજાજ. જો એવો બે-પરવા છે તો બાપનું શ્રાદ્ધ કેમ કરતો નથી. "પાસે ન મળે કોડી અને ઉભી બજારે દોડી" એવો તારો ઘાટ છે. વળી તારી રાંડને બીજા લોકોના દળણાં ખાયણાં કરવાં ગમ્યાં લાગે છે અને મારા ઘરનું કામ કરતાં તાવ ચડતો હશે કેમ " આવાં કઠોર વચન શ્રવણ કરી માણેકબાઈથી રહેવાયું નહીં જેથી લાજ કાઢી બહાર આવી જેઠને કહેવા લાગી જે તમારી સઘળી હોય તેને રાંડ રાંડ કરજો મારે તો તમારે ત્યાં જમવા આવવું એ નથી અને તમારૂં દયણું ખાયણું કે પાણી છાણી ભરવું એ નથી. તમને મળશે તે પ્રમાણે તમે કરશો તો અમને જે ભગ-વાન આપશે તે પ્રમાણે અમારે ઘેર આગવું શ્રાદ્ધ કરીશું તમે પચીશ બ્રાહ્મણો જમાડશો તો અમારા ગજા પ્રમાણે અમને જમાડવાની સંપત હશે તો તેમ કરીશું માટે અમારે તો તમારે ત્યાં ધર્મેએ પગ મુકવો નથી." આ વચન શ્રવણ કરી વણુ-સિધર મેહેતા તો એકદમ ક્રોધ કરી ત્યાંથી ચાલ્યા ગયા અને ઘેર જઇ પોતાની સ્ત્રીને સઘળી હકીકત કહી વણુસિધરની પત્ની તો કર્કશા હતી જેથી વણુસિધરને નરસૈયાને ત્યાં શું કામ ગયા તે બાબત તેમને ઠપકો આપવા લાગી અને કેહેવા લાગી કે "મેં ક્યાં.દીયર ઉપર દીકરી જણી છે કે હું ક્યારે એ

દીયર કે દેરાણીની જરાએ ઓશીયાળીહું. ના આવે તો દીસતાં રહ્યાં" એમ બડબડતી હજાર છણકા અને છકોટા કરી વણુસિધરને એક તરણાથી પણ હલકા કરી નાંખ્યા. બીજો દીવસ થયો અને સહ-વાર થયું એટલે મેહેતી માણેકબાઇ, નરસંહમેહે-તાને કહેવા લાગી "સ્વામીનાથ આપણે આજે આગવું શ્રાદ્ધ કરીશું !" મેહેતાજી બોલ્યા "ઘરમાં સીધાનું તો ઠેકાણું નથી અને તમે કેવી રીતે શ્રાદ્ધ કરવાના હતા" મેહેતીજી કહેવા લાગ્યાં " નાથ જુઓને તમારા મોટા ભાઇ આટલા બધા સુખી છે અને આપણે અન્નને અને દાંતને વેર એવી દુર્બળ સ્થીતીને ભોગવાએ છીએ કેવો પ્રભુને ઘેર પણ અન્યાય છે" મેહેતાજીએ પ્રત્યુત્તર વાળ્યો સાધ્વી તેને ત્યાં જરા પણ અન્યાય સમજશો નહી. આપણા જેવું આ દુનિયામાં કોઇ સુખી નથી. પ્રભુના ભક્તને આ દુનિયામાં કશી ખામીજ નથી જો તમારી શ્રદ્ધા હશે તો વણુસિધરભાઇ શ્રાદ્ધ કરશે તેનાથી આપણે ત્યાં સવાયું થશે" માણેકગવરી કેહેવા લાગી "સ્વા-મિનાથ ત્યારે મારી પાસે આ પાંચ વાલની સુવ-ર્ણની એક વાળી છે તે લઇ બજારમાં જાઓ અને તે વેચી તેનું સીધું લઇ આવો અને ઘી પણ લેતા આવો તેમજ નોતરીયાને તથા શ્રાદ્ધ કરાવનાર ગોરને અને એક બ્રાહ્મણને જમવાનું નોતરૂ દેતા આવજો એટલે હું, તમે તથા એ ત્રણ જણા મળી માત્ર પાંચ જણની રસોઇ તૈયાર કરીશું અને આપણે

આનંદથી શ્રાદ્ધ આપણે ઘેર કરી જમીશું” મેહેતાજીએ કહ્યું “ આથવી વારૂ ત્યારે લાવો વાળી હું બજારમાં જઇ ઘી વીગેરે સીધાનું સર્વ સાહિત્ય લઇ આવું” એટલું કેહેતાં માણેકબાઇએ વાળી કાઢી મેહેતાજીને આપી એટલે મેહેતાજી વાળી લઇ ઘી લેવા બજાર તરફ ચાલતા થયા મેહેતીજીએ ઘરનું વાશીદું પુંજો કરી સ્નાન ધ્યાન કરી ઠાકોરજીની સેવામાં પ્રવૃત્ત થઈ અને પ્રભુને શ્રાદ્ધમાં મદદ કરવાને કાલાવાલા કરવા લાગી. નરસિંહમેહેતા તો પેલી વાળી લેઈ બજારમાં જઇ વાળી વેચી તેમાંથી ઘી વીનાનું સર્વ સીધું લઈ ઘેર આવ્યા ને મેહેતીજીને તે આપી કહેવા લાગ્યા “ કહો આથવી ઘી વીનાનો સઘળો સામાન તમારો રસોઇ માટે આવી ગયો કહો સીધું કેટલા જણને પુરૂં પડી શકશે એટલે મને નોતરાં દેવાની સમજણ પડે.” માણેકબાઇએ ઉત્તર વાળ્યો “ સ્વામીનાથ, તમે અનાજ તો એટલું લાવ્યા કે જેમાંથી આપણે પાંચ સાત માણસ જમી શકીશું માટે મારૂં કહ્યું, તમે ગોર તથા નોતરીયો અને ફક્ત એક બ્રાહ્મણ બસ એટલાનીજ રસોઇ થઇ શકશે માટે જાઓ તમે ગોરને તથા નોતરીયાને તેમજ કોઇ ન્યાતનો મળે ત્યાં સુધી ન્યાતનો; નહિં તો છેવટે પરન્યાતના એક બ્રાહ્મણને નોતરૂં દઇ આવો અને ઘીનો બંદોબસ્ત કરવા આવો મને રસોઇ કરતાં વાર થવાની નથી. પાછું તમારૂં ઠેકાણું નહીં. કોઇ ઠેકાણે કીર્તન

કરવા બેસી જાઓ તો પછી શ્રાદ્ધ શ્રાદ્ધને ઠેકાણે રહે અને તમને દહાડો ને રાત ક્યાં પડે છે તેની ખબર પણ ના રહે. માટે જ્યાં જાઓ, ત્યાંથી વેળાસર આવજો. શ્રાદ્ધ પણ તમારેજ કરવું પડશે." મેહેતાજી તો બહુ સારૂ કહી હાથમાં તાળ લઇ ઉપડયા. રસ્તે જતાં જતાં તેમનો પોતાનોજ ગોર સામો મળ્યો તેને જયશ્રીકૃષ્ણ કહી નમસ્કાર કરી કહેવા લાગ્યા "ગોર મહારાજ આપને ત્યાંજ આવતો હતો. પણ સારૂં થયું કે આપ સામા મળ્યા. જુઓ આજે મારા પિતાનું શ્રાદ્ધ છે માટે બપોરે જમવાનું આપણે ત્યાં રાખજો." ગોરે કહ્યું "આપના મોટા ભાઇ કરે છે ને શું આપ પણ જુદું કરવા માગો છો?" મેહેતાજી બોલ્યા "હા મારા નાથનો હુકમ હશે તો આપણે ત્યાં પણ આજે થશે અને તેથી આપને જમવાનું કહું છું" ગોરે કહ્યું "અમે તમારા ગોર તો છીએજ ને ? પણ મેહેતાજી આપ કહો તેને નોતરૂં દઇ આવું નાહક આપ શું કામ તસ્દી લ્યો છો ?" મેહેતાજી કેહેવા લાગ્યા "હશે આમે ને આમે હું નીકળ્યોછુ ત્યારે કહેતો જઇશ આપને વૃથા પરિશ્રમ શા માટે આપું?" ગોરે કહ્યું "ના ના મેહેતાજી અમે તમારા બ્રાહ્મણ બાર વર્ષના ફેરા ખાનાર બેઠા છીએ ને તમે તસ્દી લ્યો તે તો અમારે શરમાવા જેવું. માટે લાવો હું જઇશ આપને આપનું બીજું કાર્ય હોય તે જઇને કરો!" આ પ્રમાણે મેહેતાજી કહે હું જઇશ અને ગોર

કહે હું જઉછું એવી હોંસાતુંસ કરતે કરતે બંનેએ ચાલવા માંડયું. નાગરોના ચટાકચોરા આગળ રકઝક કરતા બંને આવી પોહોચ્યા એટલે ત્યાં બેઠેલા કેટલાક અટપટી નાગર ગૃહસ્થોએ મેહેતાજીની મશ્કરી કરવાની શરૂ કરી અને તેમાંનો પેહેલો પરસહરાય નામનો નાગર ગોર પ્રત્યે પુછવા લાગ્યો કે "કેમ ગોર મહારાજ આજ મેહેતાજી જોડે શી રકઝક માંડી છે? ગોરે જવાબ દીધો "કાંઈ નહિં ભાઈઓ, એ તો આજે નરસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ છે જેથી નોતરાં દેવા જવું છે." એ સાંભળી પરસહરાય મેહેતાજી પ્રતિ બોલ્યા "ધન્ય ઘડી ધન્ય દહાડો કે મેહેતાજી આજે તમે બાપનું શ્રાદ્ધ કરો છો, ત્યારે તો તુલસીપત્ર પર રહે તેટલો તમારા કૃષ્ણ મંદીરનો પ્રસાદ અમને બધાને પણ જમાડજો કે જેથી અમારો દેહ પણ પાવન થાય. જો કે તમારા ભાઈ વણુસિધર મેહેતાને ત્યાંથી તો નોતરાં આવી ગયાં છે પણ સાક્ષાત શ્રીકૃષ્ણ ભગવાન પોતે તમારી થાળ આરોગનાર એવા પવિત્ર તેમના પરમપ્રિય ભક્ત તમે, તેના ઘરનો પ્રસાદ પ્રાપ્ત થાય તો અમારો સર્વનો અવતાર સફળ થયો કહેવાય." આવા ખુશ્રુતા ભરેલા વાકયોને સર્વ નાગરોએ અનુમોદન આપ્યું એટલે મેહેતાજીએ વિચાર્યું કે, વણુસિધરના ઘર કરતાં મારૂં ઘર અતિ પવિત્ર અને ભાગ્યશાળી સમજી મારા નાથના પ્રસાદની આ સર્વ નાગરો ઇચ્છા ધરાવે છે તો જે થાય તે

અરે, એની મેળે એને એ મારો શ્યામ સર્વેને સુખ શાંતિથી જમાડી તૃપ્ત કરશે માટે લાવ સાતસેં નાગરોને ઘેર નોતરાં દેવરાવી દઉં. એવો નિશ્ચય કરી ગોરને મેહેતાજી કહેવા લાગ્યા, "ગોરમહારાજ જાઓ ત્યારે સાતસેં ઘેર જઇ નોતરાં દઇ ઘો કે નરસૈયાને ત્યાં તેના શ્રાદ્ધ નીમીતે આજે સંધ્યાકાળે સર્વ જણને જમવાનું છે તે પધારજો." ગોર સટાક ચોરે દ્વારિકાધીશની જય બોલાવી નોતરાં દેવા ચાલ્યો ગયો અને મેહેતાજી ઘીનો બંદોબસ્ત કરવા બજાર તરફ સિધાવ્યા બજારમાં ચાલ્યા જાય છે તેવામાં એક વણિકે તેમને ઇશારત કરી કહ્યું "પધારો જેશ્રીકૃષ્ણ મેહેતાજી પધારો, મેહેતાજી આજે સહવારમાં શો સોદો ખરીદવા નીકળ્યાછો?" મેહેતાજી બોલ્યા "ભાઇ ઘી લેવા જાઉછું. કારણકે મારા પિતાઓના શ્રાદ્ધ નિમિતે મારે ત્યાં આજે જમણવાર છે અને આખી નાગરિ ન્યાત જમવા પધારનાર છે. માટે ઉત્તમ ઘી મળે તો લેવાનો વીચાર છે." તે દુકાનદાર વણીકે ઉત્તર વાળ્યો "મેહેતાજી ઘી મોગરા જેવું આપું, કહો કેટલું જોઇએ?" મેહેતાજીએ કહ્યું "આશરે દશ મણ" દુકાનદારે કહ્યું "લાવો નાણાં" મેહેતાજીએ કહ્યું "નાણાં એક પખવાડીઆ પછી આપીશ અત્યારે સવડ નથી" દુકાનદારે કહ્યું "ત્યારે ઉધાર તો આપી સકતો નથી લાચાર." મેહેતાજી કહેવા લાગ્યા "ત્યારે ભલે તમે નહીં મને તમારો ભાઇ

જેના હૃદયમાં ભગવાન ઉતરશે તે આપશે ' એમ કહી મેહેતાજી તો આગળ વધ્યા. થોડેક દુર ગયા એટલે એક બીજા ઘીના વેપારીએ નમસ્કાર કરી જય રાધાવલ્લભ કહ્યા, અને મેહેતાજી પ્રત્યે બે હાથ જોડી નમ્રતાપુર્વક કહેવા લાગ્યા, " આપજી શું લેવા નીકળ્યા છો ? " મહેતાજીએ કહ્યું " ભાઈ ઘી લેવું છે " પેલો દુકાનદાર અતિ ભગવાનનો ભક્ત અને મહેતાજીનો ચાહનારો હતો જેથી મેહેતાજીને કહેવા લાગ્યો " મેહેતાજી ઘી ઘી શું કરોછો આજ અહીં ભજન કરો તો તમે કહો તેટલું ઘી આપું" તમારા જેવા સત્સંગી અને ભજની માણુસથી ઘી કાંઇ વધારે છે? પણ આજે આપનું કીર્તન સંભળાવો તો આપું. ''મહેતાજીને કોઇએ ભજન કરવાનું કહ્યું એટલે જાણે ગોળનું ગાડું મળ્યું જેથી તેમણે ઉત્તર વાળ્યો " અરે ભાઇ ત્યારે તું કહે તેટલી વાર કીર્તન કરી તને સંતોષ આપું હજી શ્રાદ્ધ તો સાયંકાળે છે અને અમારી નાગરી ન્યાત રાત સીવાય કદી જમવા માટે ભરાતી નથી જેથી ફુરસદ છે તો તું કહે તો હમણાંજ શરૂ કરૂં" દુકાનદારે તેમ કરવા સંમતી આપી એટલે મહેતાજીએ દુકાન પર બેસી હાથમાં કરતાળ લઇ શ્રીકૃષ્ણ નામની ધુન જગાવા માંડી. કીરતન પર કીરતન ગાવા લાગ્યા. તેમના મધુર આલાપ તેમની નાગરી સ્પષ્ટ વાણી અને તેની સાથે અત્યંત પ્રેમ સહીત ભગવાનનું ભજન રસ્તે આવનાર સવ કોઈના ચિત્તને હરી લે તેવું હતું. જેથી તેમનું ભજન

સાંભળવા માટે આશરે એક કલાકમાં હજાર માણસ ભેગું થઇ ગયું. મહેતાજી તો ઘી વિગેરે લેવાનું ભૂલી ગયા અને પ્રભુ ભજનની ધુનમાં લીન થઇ ગયા.

મારા પ્રિય વાંચકવૃંદ હવે પેલા ગોર આખી નાગરી ન્યાતમાં નોંતરાં દઇ દીધેલાં જેથી આખી નાગરી ન્યાતે નરસિંહ મેહેતાને ત્યાં સર્વેએ જવું એવા ઠરાવ કરી ન્યાતના સમયની રાહ જોવા માંડી–વિઘ્ન સંતોષી નાગરોએ માંહોમાંહી જેમ ફાવે તેમ વાતો કરવા માંડી “ ભાઇ નરસિંહ મેહેતો જન્મ ધરીને આજે જ માત્ર જમણવાર કરે છે તો જરૂર સારૂં જમણ કરશે ” બીજો ઉત્તર દેવા લાગ્યો. ” શું ધુળ સારૂં કરશે. ઘરમાં તો કાંહ્યા કુસ્તી કરે છે ને શું એ વૈરાગી સારૂ જમણવાર કરી શકવાનો હતો ? આતો ન્યાતમાં જવું એટલા માટેજ છે કે તે તુલસીપત્ર અને એક સાકરનો ગાંગડો આપી વિદાય કરી શંખ વગાડી ઉભો થાય છે તેની આપણે ખાત્રી કરી શકીએ. ત્રીજો કહેવા લાગ્યો “ અરે કહાય કોઇ વૈષ્ણવ સેવક ઉભો થઇ ગયો હોય અને પાશરીકા રસીના ગોળના લાડુનું જમણવાર નાગરી ન્યાતને તેના પિતાના શ્રાદ્ધ નિમિતે જમાડે તો ના ન કહેવાય બાકી ઘરમાં તો શંખ વાગે છે એ તો સહુ કોઇને ખબર છે ” ચોથો કહેવા લાગ્યો “ હા ભાઇ ત્યારે તેજ હું કહું છું કે રંડાપો તો રોકડો છે બાકી હેવાતનના ઉધારા છે.” પાંચમો

વળી કહે છે " અમે તો નરસૈયો જમાડે તોએ આવવાના નથી અને ના જમાડે તોએ જવું નથી. આપણે તો વણુસિંધરને ત્યાં જઇશું અને પાંચ પાટલા મુકીને જમીશું " આ પ્રમાણે માંહોમાંહી નાગરો નરસિંહ મેહેતાની ઠેકડી કરવા લાગ્યા. પણ નરસિં મેહેતાની લાજ જાય તો સારૂ એવા ઇરાદાથી આખી ન્યાતે નરસિંહ મેહેતાને ત્યાંજ જમવાનો નિશ્ચય કર્યો

શ્રાદ્ધનો સમય થવા આવ્યો એટલે મેહેતાજી ઘી લઇ પાછા ન આવ્યા તે જોઇને માણેકગવરીને ચીંતા થઇ જેથી ભગવાનનું સ્મરણ કરવા લાગી ભગવાને પણ વીચાર્યું કે મારો ભક્ત તો કીરતનમાં ગુલતાન બની ગયો છે અને ઘેર તો તેની સ્રી શ્રાદ્ધ કરવાની રાહ જુએ છે. માટે લાવો હુંજ નરસિંહ મેહેતાનો વેશ લઇ ભક્તને ત્યાં જઉ અને શ્રાદ્ધ વીગેરે કરી ભક્તની પત્નિની મનોકામના પુરણ કરૂ આવો નિશ્ચય કરી ભગવાને અક્રૂરને બોલાવી આજ્ઞા કરી કે તમે વણઝારાને વેશે સીધા સામાનની પોઠો ભરી નરસિંહ મેહેતાને ઘેર જઇ ખાલી કરો અને હું હમણાંજ આવી પહોચ્યું છું " આજ્ઞા થતાંની સાથે અક્રૂરજી વણઝારાનો વેશ લઈ પોઠો ઉપર સીધુ ભરાવી જુનાગઢમાં મેહેતાજીને ઘેર આવ્યા અને મેહેતીજીને કહેવા લાગ્યા " બ્હેન ક્યાં ભક્ત નરસિંહરામે સીધું મોકલ્યું છે તો કીયે ઠેકાણે પોઠો ખાલી ક-

રવી છે તે બતાવો ” મેહેતીજીએ પોતાના મંદીરના વિશાળ ચોકમાં સર્વ સીધું નંખાવી દીધું અને ઘીની રાહ જોતાં બેઠાં એટલામાં નરસીંહ મેહેતાને વેશે ભગવાન આવ્યા અને કહેવા લાગ્યા” “ કેમ મેહેતીજી શ્રાદ્ધ સરાવનાર ગોર મહારાજ હજી કેમ ના આવ્યા? મેહેતીએ કહ્યું ” તમારા ભાઈ વણસિધર શ્રાદ્ધ કરવાના છે એટલે વખતે ત્યાં ગોર જવાના હોય તો કોને ખબર. શ્રીમંતનું સહુ કોઇ સગું થાય અને ગરીબનું કોઇ ન થાય એ કે એનો ભાઇ બીજો પણ જ્યાંસુધી ન્યાતનો બ્રાહ્મણ શ્રાદ્ધ સરાવનાર મળે ત્યાં સુધી સારૂં નહીં તો પછી છેવટે પરન્યાતનો લાવજો બાકી ગોરને હવે બોલાવો તો સારૂ કારણ કે શ્રાદ્ધનો સમય થવા આવ્યો છે. મેહેતીજીનું આ પ્રકારનું બોલવું સાંભળી ભગવાન ગોરને બોલાવવા ચાલ્યા. ગોરને ઘેર આવી તેને બોલાવવા લાગ્યા એટલે ગોરે ઘરમાંથી જવાબ દીધો “ભાઇ તમારે ત્યાં શ્રાદ્ધ કરાવા મારાથી નહીં અવાય કારણ કે તમે ભીખારી લોકો મને દક્ષણા વણસીધરની પેઠે આપી શકવાના નહીં અને વણસીધરને ત્યાંની દક્ષિણા જો તમારે ત્યાં આવું તો જાય માટે મારે તો વણસિધર મેહેતાને ઘેર શ્રાદ્ધ કરવાનું છે માટે બીજા ગોર બ્રાહ્મણને લઇ આવો મારાથી આવાં શકાશે નહી. આ વચન સાંભળી ભગવાને કહ્યું ” ત્યારે ગોર મહારાજ એક કાગળ લેઈ તેપર લખી આપો કે આજથી હું

તમારો ગોર નહી અને તમે મારા યજમાન નહીં ગોરે કહ્યું "લાવો લખી આપું" એમ કહી ગોરે તો વગર વિચારે ભગવાને કહ્યું તેમ લખી આપ્યું એટલે કાગળીયું લેઇ ચાલતા થયા. રસ્તે ચાલતાં એક હળ-ખેડુત બ્રાહ્મણ મળ્યો. તેને કહેવા લાગ્યા "અરે મહારાજ તમે જરા મારે ઘેર આવી શ્રાદ્ધ ક્રીયા કરાવશો? " પેલો બ્રાહ્મણ કહેવા લાગ્યો " મેહેતાજી હું ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છું અને ખેતીનો ધંધો કરૂં છું મને શ્રાદ્ધ કરાવતાં કે કોઇપણ કર્મકાંડ કરાવતાં આવડતું નથી કારણ કે હું બીલકુલ ભણેલો નથી એટલે આવીને શું કરૂં માટે બીજો કોઇ ભણેલો બ્રાહ્મણ શોધી લઇ જાઓ કે તે વિધિસર શ્રાદ્ધ કરાવે આ વચન સાંભળી ભગવાન બોલ્યા " અરે મહારાજ જેવું આવડે તેવું શ્રાદ્ધ કરાવજો પણ ચાલો અત્યારે હું બીજો બ્રાહ્મણ શોધવા કયાં જાઉં? " એમ કહી ભગવાને અતી આગ્રહ કરી તે બ્રાહ્મણને જોડે લેઇ ઘેર આવ્યા ઘેર આવ્યા તો મેહેતીજીએ ન્યાતની રસોઇની શરૂઆત કરી દીધેલી જોઇ પેલા બ્રાહ્મણને ઘેર લાવી અક્રુર, ઓધવ વીગેરે સાધુ વેશે ઉભા હતા તેમને ભગવાને કહ્યું આ ગોર મહારાજને બેસવાને બાજઠ આપો અક્રૂરે બાજઠ આપી એટલે પેલો બ્રાહ્મણ તે પર બેઠો અને મનમાં વિચાર કરવા લાગ્યો અરેરે આ નરસીંહરામ ભક્ત પોતાના બાપનું શ્રાદ્ધ કરવા અર્થે મને અહીં લાવ્યા તો ખરા પણ મને કશું આવડતું નથી જેથી શ્રાદ્ધક્રીયા હું શી રીતે કરાવીશ?

આવો મન સાથે પેલો બ્રાહ્મણ વીચાર કરેછે એટલામાં તો શ્રાદ્ધની સામગ્રીઓ તૈયાર થઇ અને નરસીંહરામ મેહેતાના વેશે ભગવાન શ્રાદ્ધ કરવા બેઠા પેલા હળએડુ બ્રાહ્મણને શ્રાદ્ધ કરાવવા પોતાની સામે બેસાડયો અને તેના મુખ ઉપર ભગવાને જરા સ્પર્શ કર્યો એટલે જેમ પાણીની ધારા છુટે એમ સરસ્વતિની ધારા છુટી અને સર્વ કર્મકાંડ વિધીપુર્વક કરાવવા લાગ્યો. બધા જોઇને દીંગ થયા કે થોડીવાર પહેલાં આ બ્રાહ્મણને કશું આવડતું નહતું અને એટલી વારમાં તેણે શી રીતે કર્મકાંડ કરવા માંડયું. પિંડ ઉપર દક્ષણા સુવર્ણ મોહોરોની મુકી એટલે પેલો બ્રહ્માણ ઘણો રાજી થઈ ગયો. બે કલાકમાં શ્રાદ્ધાદીથી પરવારી ભગવાન રસોઈના સાહીત્યની તૈયારી કરવામાં ગુંથાયા તમામ જાતનાં પકવાનો, તમામ જાતનાં શાકો, તમામ જાતની સ્વાદીષ્ટ ચટણીઓ, અથાણાં, રાયતાં અને અન્ય સામગ્રીઓ પણ તૈયાર કરાવી દીધી. સમય થયો એટલે નાગરી ન્યાત ભરાઇ ગઇ એટલે ભગવાને રત્નજડીત પાટલાઓ સુવર્ણના થાળી વાડકા તથા: જળપાત્રમાં લોટા અને પવાલું એમ દરેકને આપી દીધાં એટલે રસોઇ નીકળી થોડીવારે સવ સામગ્રી પીરસાઇ રહી એટલે સર્વ જમવા બેઠા, જમી રહ્યા એટલે સર્વને ભગવાને દક્ષીણા આપી અને સંપુર્ણ સંતોષ્યા નાગરો તો સર્વ વિસ્મય થઈ અત્યંત રાજી થતા થતા ઘેર ગયા એટલે ભગવાન પણ સર્વ સમેટી દ્વારિકા તરફ સીધાવ્યા

પશ્ચાત થોડીવાર થઇ એટલે મેહેતાજી ઘી લઇ ઘેર આવ્યા અને જુએ છે તો બધું પરવારી મેહેતીજી જમવા બેઠાં હતાં. મેહેતીજી જોઇને કહેવા લાગ્યાં "સ્વામિન તમે હમણાં જમી પરવારી ગયા અને પાછું આ ઘી શેનું લાવ્યા?" મેહેતાજીએ કહ્યું એ તો શ્રાદ્ધને માટે લાવ્યો છું. મેહેતીએ કહ્યું "અરે શ્રાદ્ધ તો કયારનુંએ થઈ ગયું અને નાગરિ ન્યાત બધી તમારા દેખતાં જમી ગઇ છતાં વળી ઘી અને શ્રાદ્ધ બીજું હવે શાનુ કહોછો શું ઘેલા થઇ ગયા કે બધું ભૂલી ગયા. "મેહેતાએ કહ્યુ" એમ, શ્રાદ્ધ થઇ ગયું. જરૂર ત્યારે મારા નાથે મારા વેશે આવી આપણા સર્વ મનોકારના પુર્ણ કરી એ મારા વહાલાએ આવી નાગરી ન્યાત જમાડી આપણી લજ્યા રાખી ધન્ય છે મારા પ્રભુ તમારા ગુણ જેટલા ગાઉ તેટલા થોડા છે." એમ કરી ભગવાન ઉપર અતિ પ્રેમ આવવાથી પાછી ભજનની ઝડી લગાવવામાં ગુલતાન બની ગયા. માણેકગવરી-એ નાગરિ ન્યાત જમી ગયા પછી શહેરના માગણ ભીખારી તથા એવા માગી ખાનારા સંતસાધુઓને બોલાવી જમાડયા અને તૃપ્ત કર્યો જેથી નરસિંહ-રામને ધન્યવાદની સાથે આશીર્વાદ આપતા આપતા તેઓ વીદાય થયા.

---

—ॐ श्री तत्सत्—

# પ્રકરણ ૭ મું.

## હુંડીનો સ્વિકાર.

મારા પ્રિય વાંચકવૃંદ શ્રાદ્ધ ગયાને છ માસ પુરા થયા એટલે મેહેતાજીની ધર્મપત્નિ માણેકબાઇ માંદી પડી અને આયુષ્યની અવધિ આવી રહ્યાથી ગત થઇ ગઇ. જે દીવસે તે દેવલોક પામી તે દીવસે પણ આપણી વાર્ત્તાના નાયક ભક્તશિરોમણિ નરસીંહમેહેતા તો કોઇક ઠેકાણે ભજન કરવા ગયા હતા. દેવલોક પામ્યા પછી મેહેલ્લાના ચાર પડોશીઓએ જઇ મેહેતાજીને સોધી કાઢી તેણીના મરણની ખબર કરી અને ખબર થતાંની વારમાં મેહેતાજી તો વધારે ને વધારે હર્ષથી શ્રીકૃષ્ણચન્દ્રની ધુન લગાવતા લગાવતા ઘેર આવ્યા "ભલુ થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રીગોપાળ" એ વચન તે વખતે તેઓ બોલ્યા હતા અને અત્યંત ઉત્સાહ અને આનંદપુર્વક માણેકબ ના શબને અગ્નિદાહ કરી તેણીના અસ્થિ (હાડકાં) તથા રક્ષા (રાખ) ગંગામાં પધરાવી ભજન કરતા કરતા ઘેર આવ્યા. આ જોઈ આખા નગરની વસ્તી તથા રાજા સુદ્ધા પણ વિસ્મય પામ્યા કે સ્ત્રી મરવાથી સર્વને શોક અને ખેદ થાય ત્યારે

આ નરસૈયાને હર્ષ થાય છે. કેવું આશ્ચર્ય; દુનિયાથી કેવલ વિરૂદ્ધ કોઈ કહેવા લાગ્યા કે નરસિંહરામ તો નિર્મોહ અને સંત પુરૂષ છે કોઈ કહે કે વિરક્ત અને પવિત્ર સાધુ છે. કોઇ કહે કે ભાઇ જેને ભગવાન મળ્યા પછી બીજી શેની તૃષ્ણા રહે, કોઈ કહે કે અરે ભાઇ એ જાદુગર છે એક મરશે તો જાદુગરી બીજી પરણી લાવશે. એમ જેમ જેને ફાવે તેમ બોલવા લાગ્યું. આપણા ભક્ત શિરોમણિ તો શ્રીકૃષ્ણના ચિંતન કરવા સિવાય અન્ય કશા તરફ કદી લક્ષજ આપતા ન હતા. આમ કરતાં કરતાં માણેકબાઇને વૈકુંઠ સિધાવ્યે એક અઠવાડીયું થયું અને ઉચ્ચ નાગરી ન્યાતના રીવાજ પ્રમાણે અને વળી મેહેતાજીના ઉચ્ચ કુળના રીત રીવાજ પ્રમાણે માણેકબાઈની મર્ણક્રિયાની ચાર ન્યાતો ( અર્થાત દશમુ, અગીયારમું, બારમું અને તેરમું ) કરવાની તેમને ફરજ પડી જેથી ન્યાતો માટે દ્રવ્ય શી રીતે પ્રાપ્ત કરવું તેની ચિંતામાં ને ચિંતામાં નવમો દીવસ પણ વ્યતિત થઇ ગયો. દશમા દિવસનુ પ્રાતઃકાળ જ્યાં થયું એટલે ભગવાનનું કરવું અને ચાર સાધુઓ તેમનું નામ પુછતા પુછતા ઘરમાં દાખલ થયા મેહેતાજીએ તેમને આસન આપી બેસાડયા, જળપાન કરાવ્યું પશ્ચાત તેમના આગમનનું કારણ પુછયું. એ સાંભળી પેલા સાધુઓ પૈકીના આગેવાન સાધુએ કહ્યું "ભગત નરસીંહરામજી હમને બડે બડે ગૃહસ્થ લોકકું પુછા ફી

હમકો દ્વારિકાંકી હુંડી કહાં મીલેગી સમઝીને પછી કહ્યા કે નરસી ભગત કે વહાં જાઓ વહાંપર દ્વારિકાકી હુંડી મીલેગી વાસ્તે ;ભગત હમ બ્રજવાસી સાધુ હુંડી લેનેકે [લીયે આપકે પાસ આયે હય. હમ સાધુ લોકોકો દ્રવ્ય લેકે મુસાફરી કરના ઉચિત નહિં હય. ;કભી માર્ગમેં ચોરચખાર મીલ જાય ઓર લુટ લેવે તો હમ સંતલોક નિરાધાર બનકે દુઃખી હો જાય ઓર તિર્થયાત્રાભિ ફિર કઠીન હોજાય આ તે આપકે પાસ યે સાતસો રૂપયેકી થેલી રખ્ખી જાતી હય આપ ઇસકી હુંડી લીખ દીજીયે કી હમકો વાપસ દ્વારિકા પુરીમેં વો રકમ હમકો મિલે આપકા નારાયણ ભલા કરેગા અગર યે તિર્થવાસીયોંને આપ દયા કરકે હુંડી લીખ દોગે ” આપણા ભક્તશિરોમણિ નરસીંહ મેહેતાએ સાતસોની થેલી જોઈ મનમાં વિચાર કર્યો “ આજે દશમાની ન્યાત કરવાની છે અરે ઠેઠ તેરમા સુધી ન્યાતો કરવાની છે. મારા નાથે માણેકબાઇની મર્ણક્રિયાની ન્યાતો કરવા કહ્યાં આ સંકેત રચી દ્રવ્ય મોકલ્યું હશે તો કોને ખબર. માટે લેઇ લેવાદે અને એ દ્વારિકાધીશ ઉપરજ હુંડી લખી આપું એટલે ધણીએ તે હુંડી સ્વીકારી સાધુઓ જ્યાં હશે ત્યાં જઇ તેમની રકમ આપી આવશે માટે મહેતા જોશીએ ન વાંચે માટે લાવ હમણાં તો આ રકમ લેઇ તેનો સદુપયોગ કરૂં પછી મારો નાથ ધણીએ તેનું ફોડી લેશે. આપવાની ફિકર તેને અને

લેવાની ફીકર મને પછી મારે લેઇ લેવામાં શંકાજ શા માટે રાખવી જોઇએ. વળી રકમ છે બરાબર એટલે ન્યાતો પણ થશે અને ભન્ડારો પણ થશે મારા વહાલાને પણ ભોગ ધરાવાશે અને એ રીતે સહુ કામ સધાશે માટે રૂપીયા લેઇ હુંડી લખી આપવામાં કાંઈ પણ હરકત વીચાર કરતાં જણાતી નથી. આજથી દ્રવ્યનું તો કામ પડવાનું એમાં જરા પણ શક નથી માટે લક્ષ્મી ચાંલો કરવા આવે અને હું મોઢું ધોવા જાઉં એતો કેવળ અનુચીત " આવો મનમાં મેહેતાજી વિચાર કર્યો કરે છે ને પેલા આવેલા સાધુઓની માગણીનો ખુલાસો આપતા નથી એ જોઇ પેલા સાધુઓ ફરીથી કેહેવા લાગ્યા "ભક્તરાજજી કહદો હુંડી લીખ દોગે કી નહીં? હમ લોગ આપકે પર આધાર રખ કે હુંડી લેને આયે હય ફીર આપકી જસી ઇચ્છા " નરસિંહ મેહેતાએ આ સાંભળી ઉત્તર-આપ્યો " મહારાજ લાવો ત્યારે રૂપીઆ લે છે તમને હુંડી લખી આપું એટલે તમે તે હુંડી દ્વારિકામાં જઇ શીકરાવજો " સાધુઓ કહેવા લાગ્યા "બાત અચ્છા ભગત પરમાત્મા તુમારા કલ્યાન કરેગા. " આ પ્રમાણે કહી મેહેતાજીએ નીચે પ્રમાણે હુંડી લખી.

" સ્વસ્તિ શ્રી. દ્વારિકાપુરી મહાશુભસ્થાને પુન્યારાધે અનેક સર્વ ઉપમા લાયક શેઠજી શ્રી " શામળશા વાસુદેવ પારસાત જોગ શ્રી જુનાગઢથી લિ. દાસાનુદાસ ચરણકમલ અભિલાષિ

મેહેતા નરસિંહના સપ્રેમ જયશ્રીકૃષ્ણ વાંચશો. જત અત્રેથી ચાર તિર્થવાસી સાધુઓ પાસેથી રાખ્યા રૂ. ૭૦૦) અંકે સાતસો પુરા નવા શિક્કાના ચલણી શીક્કાઇ, બરાબર તોલના, મુદત હુંડી પહોંચેથી ઠામ ઠેકાણું ચોકસ જોઇને તરતને તરત ગણી આપજો એજ. લિ. ના સપ્રેમ સાષ્ટાંગ."

ઉપર પ્રમાણે હુંડી લખી મેહેતાજીએ પેલા ચાર તિર્થવાસી સાધુઓને આપી તેમને કહ્યું કે જાઓ હવે દ્વારિકામાં જઇ આ હુંડી શીરનામા પ્રમાણે શેઠ શામળશાને પોંહોંચાડજો એટલે તમને તે તરત રૂપીયા ગણી આપશે. એ શામળશા શેઠ ઘરના એવા શ્રીમંત અને વટવાળા છે કે તમારી હુંડીને એક ઘડીનું પણ રોકાણ ન થતાં તરત તેઓ શ્રીકારી દેશે. મારી લેવડદેવડ દ્વારિકાપુરીમાં માત્ર તેમનીજ સાથે છે અને એકથી કરોડ સુધી નાણાં મારે નામે તેઓ ચુકવી આપે તેવા છે તમને તે અમારા શેઠનો પરિચય નથી એટલે અગાઉથી શું કહેવું પણ જ્યારે તમે તેમની પાસે જશો ત્યારે તેમની શ્રીમંતાઇની, તેમના વૈભવ તથા ઐશ્વર્યની અને તેમની વ્યહવાર કુશળતાની તમને ખબર પડશે. માટે સુખેથી સિધાઓ અને દ્વારિકાપુરીની યાત્રા નિશ્ચયતાથી કરો." મેહેતાજીની આ પ્રકારની પ્રિયકર વાણી શ્રવણ કરી પેલા ચારે તિર્થવાસી સાધુઓ હુંડી લઇ રૂપિયા મેહેતાજીને ત્યાં મુકી

દ્વારિકાપુરી તરફ વીદાય થયા એટલે મેહેતાજી પોતાના કૃષ્ણમંદીરમાં જઇ પેઠી પ્રતિમા પ્રતિ ઘણા કરૂણાજુ સ્વરે કહેવા લાગ્યા " હે શરણાગત ભક્તવત્સલ દીનબંધુ દીનાનાથ, આપના ભરોંસે મેં આપના ઉપર એ તિર્થવાસીઓને હુંડી લખી આપી છે તો તેઓ દ્વારિકામાં પહોંચે કે સત્વર શીકારજો જો તેમ નહીં કરો તો તમારી પ્રતિષ્ઠાને હાંની પહોંચશે. હે દીનદયાલ દામોદર! એથી મારી આબરૂ જવાની નથી પણ તમારી જશે તે જાણજો મારે તો કાંઇ લેવા દેવા નથી પણ લોકો આપની મશ્કરી કરશે આપના નામને ખોટ લાગશે આપનું બીરદ જશે એમાં મારૂં કાંઇ જવાનું નથી. આપનામાં મને સંપુર્ણ વિશ્વાસ હોવાથી મેં રૂપીયા લઈ હુંડી લખી છે. કારણ કે પત્નિની મરણક્રિયા કરવાની આવશ્યક્તા છે તે આપનાથી અજાણ્યું નથી. છોકરાં છૈયાંને પરણાવવામાં મદદ કરી, પિતાનું શ્રાદ્ધ સાર્યું એમ અનેક આણીના પ્રસંગે આપે પ્રત્યક્ષ સહાય કરી છે તે બધું જગત જાણે છે તો આ પણ તેવુંજ આણીનું કાર્ય સમજી આપ હુંડી શીકારશો એવી મને સંપૂર્ણ ખાત્રી છે હે ભગવન્ આપે અત્યારસુધી મને પોતાનો ગણી નીભાવ્યો છે તો હવે પણ નિભાવશો એવો મને પુર્ણ વિશ્વાસ છે, હજી સુધી આપ કોઇપણ ઠેકાણે કોઇપણ ભક્તના કામમાં એવણની થયા નથી તો મારા કામમાં સં-

પુર્ણતાથી વચનને પાળો છો તેમ પાળશો. એમ નિઃસંશયપણે હું માનું છું હે દામોદર, મારા વેહેવાર, મારા ભાર અને મારા સર્વ આધાર, શામળીયા માત્ર એક આપ જ છો. હુંડી જો પાછી ફરશે તો તમને દેવાળું આવશે એમાં મારૂં કશું જવાનું નથી. હે ભગવન! આપે શામળશાના લગ્નમાં સેંકડો રૂપીઆ ખરચી નાખ્યા તો આ સાતસેંની રકમથી આપને ખજાને ખોટ આવવાની નથી માટે મારો ટેક નીભાવનાર આપ ધણી સમર્થ છો.” આ પ્રમાણે પેલી કૃષ્ણપ્રતિમા પ્રત્યે મેહેતાજીએ સ્તુતી કરી પશ્ચાત સરાવનાર ગોરને બોલાવ્યો અને નાતની સામગ્રી લાવી એક તરફ રસોઇ શરૂ કરી અને પોતે ગોરને લઈ ગંગાએ દશમું સરાવા ચાલ્યા ગયા. નાગરી ન્યાતને ખબર પડી કે મેહેતાજી પોતાની પત્નિની મર્ણક્રિયાની ન્યાતો રૂડી કરવાના છે. તેથી નાગરો ન્યાતના શાકપાંદડે એકઠા થયા અને પેલા તિર્થવાસીઓની હુંડી સંબંધી માંહોમાંહી વાત કરવા લાગ્યા, એક કહે ‘મેહેતાજીની હીમતની બલિહારી છે, કે હુંડી લખી આપી’ બીજો કહે ‘લખી આપી તેમાં શું વળ્યું, દ્વારિકામાં તિર્થવાશીને રૂપીયા મળે અને હુંડી શીકરાય ત્યારે ખરૂં બાકી જો જુઠાણું હશે અને રૂપિયા યાત્રાળુઓને નહી મળે તો તેઓ પાછા આવી મેહેતાજી ઉપર ઠગાઈની ફરીયાદ માંડશે. ત્રીજો કહે ‘અરે એમ તે થાય. મેહેતાજીને

ભગવાન વશ છે એટલે ભગવાન તે ચારે તિર્થ-વાસીઓને ચરાકનો વેશ લઇ ગમે તે રીતે હુંડી શીકારી રૂપીઆ આપી જશે. ચોથો કહે "કંઇ જાદુ બાદુ ચલાવી બનાવટી શીક્કાના રૂપીયા દ્વાસિકામાં તેઓને મળી જાય તેવો ઉપાય રચ્યો હશે." પાંચમો કહે 'નારે ભાઇ બનાવટી શીક્કાનાં નાણું તે વળી તીર્થવાસીઓ સંઘરે કે ? શું કાંઇ તેઓને આંખ નહીં હોય. એમ કંઇ એ લોકો લે તેવા નથી.' આ પ્રમાણે શાકપાંહડે મેહેતાજીએ ચેલા તિર્થવાસીઓને લખી આપેલી હુંડી સંબધી વાતચીત કર્યા કરે છે એટલામાં સરાવી ગોરને લેઇ મેહેતાજી ઘેર આવ્યા ઘેર આવી જુએ છે તો નાગરી ન્યાત શાકપાંહડે ભરાઈ હતી. મેહેતાજી તે જોઇ ઘણા પ્રસન્ન થયા અને ન્યાતનો આભાર માનવા લાગ્યા. સંધ્યાકાળ પડી એટલે દશમાની રસોઈ તૈયાર થઇ અને નાગરી ન્યાત ભરાઈ. દશમું, અગીયારમું જો કે સુતકી જમણ હતું તોપણ માણેકબાઇ આશરે પીસતાળીસ ઉપરની વયે મરણ પામી હતી જેથી તેનાથી જેટલાં સ્રીપુરૂષો નાની ઉમરનાં હતાં તે સઘળાં દશમાની ન્યાતમાં મેહેતાજીને ઘેર જમવા આવ્યાં હતાં જેથી લગભગ પોણા ભાગની ન્યાત દશમાને દીવસે જમવા ભરાઇ હતી. જ્યાં વખત થયો એટલે ન્યાત જમવા બેઠી અને થોડીવારમાં જમી પરવારી મેહેતાજીનાં વખાણ કરતી કરતી વીદાય થઇ. મેહેતા-

જીએ વધેલું ખાવાનું સામાન ભીખારીઓને વેહેંચી દીધું અને પાછા હાથમાં તાળ લેઇ કૃષ્ણકીર્તન કરવામાં પ્રવૃત થયા બીજે દીવસે અગીયારમાની ત્રીજે દીવસે બારમાની અને ચોથે દીવસે તેરમાની એમ ચારે ન્યાતો કરી નાગરી ન્યાતને સંતોષ પમાડી. અને પાંચમે દીવસે આખા જુનાગઢ શહેરના સંત સાધુઓનો ભંડારો કર્યો અને પોતાના ઠાકોરજીને પણ ભોગ ધરાવ્યો. એ રીતે મેહેતાજીએ પોતાની ધર્મપત્નિની ઉત્તરક્રીયા વીધીસર અને રૂડે પ્રકારે કરી.

પ્રિય વાંચકવૃંદ, હવે પેલા તિર્થવાસી ચારે સાધુઓ જૂનાગઢથી નીકળી એક અઠવાડીએ દ્વારિકાપુરીમાં પહોંચ્યા. એક ધર્મશાળામાં મુકામ કરી દ્વારિકાધીશનાં તેમણે પ્રથમ દર્શન કર્યા દ્વારિકાનાથના ગુગળી મુખીયાજીએ તેમને યાત્રાળુ જાણી ઠાકોરજીનો પ્રસાદ આપ્યો એટલે તેઓએ ત્યાંને ત્યાં આરોગી લીધો પશ્ચાત પેલી હુંડીના શીરનામાના, ઠામ ઠેકાણા સંબંધી તજવીજ કરવાને ગામમાં વિદાય થયા. પ્રથમ તો તેઓ બજારમાં જઇ શામળશા શેઠની દુકાન કયાં છે એમ દુકાનદારોને પુછવા લાગ્યા. પણ તેઓએ ઉત્તર વાળ્યો કે અહીં કોઇ શામળશા નામના શેઠની દુકાન નથી. દુકાનદારોએ આટલું કહ્યું છતાં તેઓને ખાત્રી થઈ નહિ તેથી આખી દ્વારિકાપુરી ખોળી વળ્યા પણ શામળશા શેઠની પેઢીનો કંઇપણ પત્તો

લાગ્યો નહિ જેથી જેવટે થાકી પેલી ધર્મશાળામાં જ્યાં પોતે મુકામ કર્યો હતો ત્યાં જઇ નીરાશ થઇ બેઠા. સહવારથી સાંજ સુધી રેઢી ખોળવામાં તે ગુંથાયા હતા. પણ જ્યારે કોઇ ઠેકાણે પતો લાગ્યો નહિ ત્યારે તેમના હૃદયમાંથી શ્રદ્ધા ગઈ અને હુંડી બનાવટી તથા ખોટી છે એમ સમજી અત્યંત વિ-માસણમાં પડયા. બીજા દીવસનું સહવાર થયું એ-ટલે દ્વારિકાપુરીના આગેવાન શેઠીઆઓ અને સરા-ફોના પેઢીદાર પૈકીમાંના મુખ્ય અને નામીચા શેઠને ત્યાં જઇ પેલી હુંડી તિર્થવાસીઓએ બતાવી એટલે હુંડી જોઈ તે મુખ્ય શ્રીમંત વણિક તિર્થવાસી-ઓને કહેવા લાગ્યો. 'અરે યાત્રાળુઓ આ દ્વારિ-કામાં તો બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કે શુદ્ર વર્ણ પૈકી કોઇ વર્ણમાં શામળશા શેઠ નથી તેમજ તે નામ-ની કોઈ પેઢી પણ ચાલતી નથી. અમે તો શામ-ળશા એવું નામ કાને પણ સાંભળ્યું નથી. તમને બનાવટી હુંડી લખી આપી આટલા બધા રખડા-વ્યા તેથી એમ લાગે છે કે તે હુંડી લખી આપ-નાર ઠગ હશે. જાઓ ભાઇ જાઓ પાછા જુનાગઢ જાઓ અને રૂપીયા તમારા લેઇ આવો નહિ તો મોઢે ને માથે ચાદર ઓઢીને રડશો. લોભીયાને ધુ-તારા મળ્યા વગર રહે નહી તે આનું નામ. 'અર્થ ગાંઠે ને વિદ્યા પાઠે' એ ઘરડાઓની કહેવતને તમે બાજુ પર મુકી તેથી આવા પસ્તાયા. જાઓ ભાઇ જાઓ પાછા જુનાગઢ રૂપીયા લેવા હોય તો નહિ

તો આ હુંડીને પોઇ પીઓ. દ્વારિકામાં શીકારાય તેવી નથી. આ સાંભળી ચારે તિર્થવાસીઓ મોટા નિઃશાસા મેલી દ્વારિકાની યાત્રા યાત્રાને ઠેકાણે રહી અને જુનાગઢના પંથે પાછા ફર્યા. આ પ્રમાણે જ્યાં નિરાશ થઇ પેલા ચારે તીર્થવાસીઓ જુનાગઢ તરફ પાછા ફર્યા એટલે કૃષ્ણ પરમાત્મા પોતાના મંદીરમાં વિચાર કરવા લાગ્યા કે "નિશ્ચે ભક્તની હવે લાજ જવાની. માટે શામળશાનો વેશ ધારણ કરી ભક્તની હુંડી અવશ્ય શીકારી લેવી જોઇયે, અને ભક્તની પત રાખવી જોઇયે. હું તે મારા નરસીંહ ભક્ત જોડે પ્રથમથીજ વચને બંધાયલો છું કે વ્યહવાર અને પરમાર્થના તારા દરેક પ્રસંગને હું નીર્વઘ્ને પાર પાડીશ. આતો માત્ર સાતસેંજ રૂપીયાની બાબત છે. પણ એક વખતે કદી સાત ખંડ નવ દ્વીપને દાટી નાંખે તેટલા દ્રવ્યની તેને જરૂર હોય તોપણ તૈયાર છે. માટે લાવ સમય સાધી તેની લાજ રાખું." કૃષ્ણ પરમાત્માએ આવો નીશ્ચય કરી એકદમ અક્રુરજીને હાક મારી" બોલાવતા વેંત અક્રુરજી આવી બે હાથ જોડી ઉભા રહ્યા એટલે ભગવાને કહ્યું. "અક્રુરજી તમે ઓધવ ગરૂડ વીગેરે ગુમાસ્તા બની સાતસો રૂપીયાની કોથળી અને ચોપડો લેઇ તૈયાર થઇ જાઓ અને હું શામળશા બનીશ. કારણકે નરસીંહભક્તના મુનીમ તરીકે તીર્થવાસીઓને ભક્ત નરસીંહે લખી આપેલી હુંડી શીકારવા અર્થે આપણે હમણાંને હમણાં જવાનું છે."

લક્ષ્મીજી, નારદ વીગેરે આ સાંભળી દીગ બની ગયા અને અક્રુરજીએ નમ્રતાથી કહ્યું "ભગવાન્ જેવી આજ્ઞા આ દાસ તૈયાર છે." લક્ષ્મીજીએ ભગવાન-ની તે કૃતી જોવાને સાથે આવવા હઠ લીધી પણ ભગવાને નરસીંહ ભક્તની પુત્રીના મામેરામાં તમ-ને લઇ જવામાં આવશે એમ કહી આશ્વાસન આ-પ્યું અને પોતે શામળશા મુનીમ તરીકે બની તથા ઓધવ, અર્જુન, ગરૂડ, વીદુર અને અક્રુરજી સહ રૂપીયા સાતસેની થેલી લઇ દ્વારીકામાં આવેલા ગોમતીના ઘાટ ઉપરથી જ્યાં પેલા તીર્થવાસીઓ સ્નાન કરી પશ્ચાતાપ જુનાગઢ જવાને ઇરાદે જતા હતા ત્યાં આવી પોહોચ્યા. શામળશા રૂપે ભગ-વાને પણ બરાબર માતબર વણીકનો વેશ ધારણ કરી દીધો હતો. અવળા આંટાની પાઘડી બાંધી આગળ મોતીનો શીરપેચ લગાવી દીધો હતો. જ-મણા કાનમાં લેખણ પણ છટાદાર ખોસી દીધી હતી. હાથે વેઢ વીંટીઓ અને કંદોરો કડાં પણ પેહેરી દીધાં હતાં. જરીનો જામો અને ઝીકની ભરેલી મો-જડીઓ વીગેરે પણ વાણીયાની પેઠે ધારણ કર્યા હતાં. આ પ્રમાણે ભગવાન શામળશા બની પોતાના ગુમાસ્તાઓને લેઈ પેલા ઘાટ ઉપર વિશ્રાંતી લેવા અર્થે બેઠા એટલે પેલા ચારે તિર્થવાસીઓ ગોમ-તીમાં સ્નાન કરી બહાર આવી ધોએલાં વસ્ત્રો પહે-રવા લાગ્યા. ધોતીયું પહેરતાં પહેરતાં તે ચાર પૈકીનો વૃધ્ધ અને આગેવાન તીર્થવાસી કે જેની

પાસે ચારેનું દ્રવ્ય અનામત રહેતું અને ખરચ ખુ-ટણુ વીગેરેનો વહીવટ પણ જે કરતો હતો તે આ-ગેવાન તીર્થવાસી પેલા ઘાટ ઉપર બેઠેલા શામ-ળશાનો વેશ ધારણ કરેલો છે એવા ભગવાનને જોઇ કહેવા લાગ્યો " ભેયા યેભી કોઇ શેઠ દીખાત હય ઉનસેભી પુછકે તપાસ કર લેવે " પેલા ત્રણે પ્રતિ ઉત્તર વાળ્યો " હાં હો ભૈયા પુછલેનેમેં કયા હરકત હય ? " એ ઉપરથી પેલો આગેવાન તીર્થવાસી ભ-ગવાન બેઠા હતા ત્યાં આવી નમસ્કાર કરી કહેવા લાગ્યો " શેઠજી આપકા એક કામ હય યે એક હુંડી હય દેખે તો સચ્ચી હય યા બનાવટી. " એમ કહી પેલી હુંડીનો કાગળ ભગવાનના ખોળામાં મુકયો. ભગવાને તે કાગળ વાંચી તેમને કહ્યું " અરે ભાઇયો હુંજ શામળશા છું અને હુંજ એ નરસીંહ મેહેતાનો મુનીમ છું હું તમને કેટલા દીવસ શોધતો હતો. તે આજે તમારો પત્તો મળ્યો. લાવો હુંડી અને રૂપીઆ તમને ગણી આપું. " આ શબ્દો સાંભળતાંવેંત પેલા તીર્થવાસીઓના જીવમાં જીવ આવ્યો ને કહેવા લાગ્યા. " અચ્છા તબ તો ભગત લીજીયે યે હુંડી ઓર પૈસે દેદીજીયે. " શામળશાએ કહ્યું "લાવો" એમ કહી હુંડી લેઇ રૂપી-આ સાતસે પેલા તીર્થવાસીને તેમણે ગણી આપ્યા. પશ્ચાત ભગવાને કહ્યુ " અરે તિર્થવાસિયોએ નર-સિંહ ભક્ત ઉપર તમને કોઇ પ્રકારે વેહેમ આવ્યો હોય તો કાઢી નાંખજો. લ્યો આ તમે બીજાં વાટ

અરચનાં નાણાં અને તે ઉપર સાતસે આપ્યા તે સુદલ સમજી આ વ્યાજ સમજજો. પણ એ નરસિંહરામને દોષ દેશો નહિ. અમને ખોળવાની વાર લાગી. બાકી તેમાં તેમનો કશોજ વાંક નથી જે વાંક છે તે અમારો સમજજો. નરસીંહરામની હુંડી સાચી છે અને તે તમો એમોને મળ્યાથી સ્વીકારી આપી છે." આ વચનો સાંભળી તિર્થવાશિઓ ઘણા ખુશ થયા અને રૂપીયા લેઈ તેમણે દ્વારિકાની યાત્રા કરી પશ્ચાત પોતાના સ્વદેશની વાટ લેલેવાને ઈરાદે દ્વારિકાપુરીમાં ચાલતા થયા. પ્રિય વાંચક વૃંદ, જેને પરમાત્મા સ્હાય છે તેને આ જગતમાં કોઇ પણ વસ્તુ અલભ્ય નથી. તેને પોતાનું અને પારકું સમાન છે કારણ કે પરમાત્મા સમ સર્વત્ર બીરાજી તેની સર્વદા રક્ષા કરે છે. નરસિંહ મેહેતાને રૂપીયા લેતાં એમ ખાત્રી હતી કે આ હું તિર્થવાસીઓની રકમ લઉ છુ. પણ કૃષ્ણ પરમાત્મા તેના વ્યાજ સુદ્ધાં તેમને ગણી આપવાને સમર્થ છે. પછી મારે શું કામ જરા પણ ભય રાખવો જોઇએ. પરિણામે આપણા ભક્ત શિરોમણિ નરસિંહ મેહેતા અડગ નિશ્ચયાનુસાર તેજ પ્રમાણે વ્યાજ વ્યાજ સહીત હુંડી શીકારી આપી જે સર્વને જ્ઞાત છે. જો ભક્તને ભગવાનની ખાત્રી ન હોય તો તેવાં કામ ભક્ત કરવાને સાહસ કરેજ નહિં પણ તેવી તેનામાં ભગવાનજ બુદ્ધિ પ્રેરે છે કે આમ કરતો તેથી તને ગેરલાભ નથી અને તારી

ઇચ્છા પાર પડશે. આ પ્રમાણે સાચા ભક્તોના હૃદયમાં પરમાત્મા નિરંતર સત્ય વસ્તુનું સ્મરણ કરતા હોવાથી ભક્તોની કૃતિમાં કોઈ પણ દોષ જોવા એ એક મહદ દોષ છે એમ નિસંશય સમજવું. આ હુંડીની શીકરામણનો પત્ર પેલા દ્વારિકાના તિર્થવાસીઓએ પાછો નરસીંહરામને પહોચાડયો હતો અને તે ઉપરથી નરસિંહ મેહેતા અતી આનંદ પામી પોતાની ભક્તિમાં નિરંતર સદૃઢ રહેવા લાગ્યા. નાગરિન્યાતને પણ ખાતરી થઇ ગઈ હતી કે મેહેતાજીને ભગવાન વશ વર્ત્તે છે અને તેથી ગમે તેવું તે ઉંધું કરી બેસશે તો પણ સીધું થઇ જશે અને તેમનો ત્રિલોકમાં વાંકો વાળ થવા સંભવ નથી. માટે હવેથી તેમની મશકરી કે ઠઠ્ઠો કરવાં નહીં આવા વીચારથી નાગરી ન્યાત પણ શાંત પડી અને મેહેતાજી પણ અહોરાત્રિ પોતાના કૃષ્ણ કીર્તનમાંજ ગાળવા માંડયા.

—✻—

# પ્રકરણ ૮ મું.

## ભક્તસુતાનું સિમંત.

મારા પ્રીય વાંચકવૃંદ, આપણી વાર્તાના નાયક ભક્તશિરોમણી નરસીંહરામનો શ્રીકૃષ્ણ પરમાત્માની મદદથી ગૃહસ્થાશ્રમ સધાયો તો ખરો અર્થાત હુંડી શીકરાવાથી સ્ત્રીની ઉત્તરક્રીયાએ થઇ. પુત્રને વડનગર પરણાવેલો તે પુત્રવધુ પણ આવતી થઈ

અને થોડા માસ વિત્યા એટલે શામળશા પણ હૈવેચ્છાથી ગત થઈ ગયો એટલે સંતતીમાં માત્ર પુત્રી કુંવરબાઇ તથા પુત્રની વીધવા એ બેજ મેહેતાજીના ઘરમાં હયાત રહ્યાં તેમાંએ કુંવરબાઇ તો તેને સાસરે વળાવી હતી એટલે ભક્તના ઘરમાં માત્ર ગૈરામાં પુત્રવધુજ રહી હતી. તેને મેહેતાજીએ ભક્તીરસનો પુરો રંગ લગાડયો હતો જેથી મેહેતાજી એક વખત જમતા હોવાથી એક વખત રસોઇ કરી ઠાકોરજીને થાળ ધરાવી મેહેતાજીને જમાડતી હતી બાકી બીજો સઘળો વખત ઠાકોરજીની સેવામાં ગાળતી હતી. પુત્રી કુંવરબાઇને જો કે સાસરે વળાવી હતી પણ તેને સાસરામાં જરા પણ સુખ ન હતું તેણીના શ્વસુર શ્રીરંગમેહેતા તથા સાસુ અને અન્ય સાસરીયાં તેને એક ગુલામડી કરતાં પણ હલકી ગણી કાઢતા હતા તેમાં પતી તરફનું તો તેને લેશ પણ સુખ ન હતું કારણ કે તે લંપટ અને અતી ક્રોધી સ્વભાવનો હોવાથી હલકે અને પંલકે બીચારી ગરીબ ગાય જેવી કુંવરબાઇને અતીશય મારતો અને દેરાણી જેઠાણીના ત્રાસનો તો બીલકુલ પારજ રહ્યો ન હતો. આમ છતાં પણ કુંવરબાઇ સર્વ દુઃખ સહન કરી જેમ બને તેમ પોતાના પતીનું, પોતાની દેરાણી જેઠાણીઓનું તથા અન્ય સાસરીયાનું મન સંપાદન કરવા તરફ લક્ષ આપતી. આમ કરતાં કરતાં એકાદ વર્ષ થયું એટલે પરમાત્માને કરવું અને કુંવરબાઇને ગર્ભ રહ્યો એટલે

નાગરી ન્યાતના રીવાજ પ્રમાણે સાતમે કે આઠમે મહીને મામેરૂ પોતાના પીતા કરશે કે નહીં તેની તે ચીંતા કરવા લાગી. છ માસ વીતવા આવ્યા છતાં પોતાના સાસરીયાએ મેહેતાજીને એ વાતની ખબરજ કરી નહતી. કારણ કે નરસીંહ મેહેતા વીશે તેમણે એવો અભીપ્રાય બાંધ્યો હતો કે એ વૈષ્ણવ સાધુ પેઠે ભીખ માગી પોતાનું પેટ ભરે છે તો વળી દીકરીનું મામેરૂં તે કયાંથી કરવાનો હતો માટે લખવાથી ફળ શું. આમ સમજી તેમણે મેહેતાજીને છેક સાતમો મહીનો બેઠો ત્યાંસુધી શ્રીમંતની વાત જણાવંજ ન હતી. છેવટે થાકી કુંવરબાઇએ પોતાની સાસુને કહ્યું "સાસુજી મામેરૂં મારે પીયર સમાચાર કહેવરાવ્યા વગર કોણ કરશે." સાસુએ કહ્યું "વહુજી તમે સમાચાર કહેવરાવાનું કહો છો તો અમે તો કંકુ છાંટી માનમાનતું મોસાળું કરવા લાગીશું પણ તમારા સાધુ પિતાની પાસે શંખ વાગે છે ત્યાં તે શું મામેરૂં પુરવાનો હતો હવે તે કયાં તમારી મા જીવે છે તે મહીયરની આટલી બધી આશા રાખો છો. જે સગાથી અર્થ કાંઈ સરતો નથી તેને નોતરૂં દેવું એ શા કામનું અમે તમારા સાધુ પિતાને અત્ર બોલાવીએ તો તમારો સસરો તેની જોડે ઉભો રહેતો એ લાજ તમને એને મળવાનું મન થાય છે અને અમો તો બોલાવીએ તો ઉલટાં ન્યાતમાં ફજેત થઇએ. માટે બોલાવીને

શું કરીયે ” આ પ્રકારનાં મેહેણાં શ્રવણ કરી કુંવરબાઇને અતી ખોટું લાગ્યું. પણ શું કરે સાસરામાં પરાધીન અને નીરૂપાય હોવાથી તેણીને સહન કર્યા સિવાય છુટકો ન હતો એટલે સહન કરી બેસી રહી પણ આખરે ન રેહેવાયું એટલે કુંવરબાઇએ કહ્યું “ સાસુજી, દુર્બળ તોએ એ મારા પિતા છે. અહીં કદી એમને એમ આવી જશે તોએ બાપ દીકરી મળીશું એમાં આપનું શું જશે ” આવાં કુંવરબાઈનાં નમ્ર વચનો શ્રવણ કરી સાસુને દયા આવી જેથી તેણે જઇને શ્રીરંગમેહેતાને સર્વ હકીકત કહી. શ્રીરંગ મેહેતા સ્વભાવે સાત્વીક અને દયાવાન હતા જેથી પોતાની સ્ત્રીનું વચન માની તત્કાળ તેમના વેહેવાઇ આપણા ભક્ત શિરોમણી નરસિંહ મેહેતાને નીચે પ્રમાણે પત્ર લખ્યો. તે પત્રનો મજમુન કવિ પ્રેમાનંદની વાણીના શબ્દોથી આ સ્થળે પદ્યમાં મુકવામાં આવેથી પ્રિય વાંચકવૃંદને તેની રસીકતા અને ભાવ સંપુર્ણ સમજાશે.

## ચોપાઇ.

સ્વસ્તિ શ્રી જુનાગઢ ગામ,
હરિજન વૈશ્નવના વિશ્રામ.
નાગરી ન્યાત તણા શણગાર,
સાધુ શિરોમણિ પરમ ઉદાર.
ભક્ત નાયક વૈશ્નવ ધણી,

સદા કૃપા હજો કેશવ તણી.
સમીપમાં જોગ કરૂણા ધામ,
મેહેતા શ્રીપંચ નરસિંહ નામ.
અહી સહુકો છે કુશળ ક્ષેમ,
પત્ર લખજો આણી પ્રેમ.
એક વધામણીના સમાચાર,
અમ તમ ભાગ્યતણો નહી પાર.
કુંવર વહુને આવ્યું સીમંત,
અમ ઉપર ત્રુઠયા ભગવંત.
માઘ સુદી સપ્તમી રવીવાર,
તે દીન મુહુર્ત લીધું નીરધાર.
તે દહાડે નિશ્ચય આવજો,
સગાં મીત્ર સાથે લાવજો.
આણુશો માં તમ કાંઇ શંકાય,
તમ આવે પામ્યા લાખ ટકાય.
ઉજળો સગો આવે બારણે,
સોનાનો મેરૂ કીજે વારણે.
જો મહેતાજી ન આવો તમો,
ખરેખાત દુભાશું અમો.

એ રીતે પત્ર લખી બીડી શ્રીરંગ મેહેતાએ ઓળખીતો પંડયો કરીને પોતાનો ગોર હતો તેને બોલાવી તેના હાથમાં આપ્યો અને કહ્યું “ગોર મહારાજ તમે વગર વીલંબે જુનાગઢ જાઓ અને મેહેતાજીને પત્ર આપી પાછા સમાચાર લેઇ આવો કારણ કે સીમંતના મુહુર્તનો દીવસ છેક પાસે

આવે છે તેમ તેમને આવતાં જતાં રસ્તામાં આઠ દીવસ જશે તેમ જ વેહેવાઇ નરસિંહ ભક્ત એવા માયાળુ છે કે બે દીવસ પણ રોક્યા વગર તમને વીદાય નહીં કરે માટે જેમ બને તેમ સત્વર વીદાય થાઓ.” ખોખલા પંડયાએ કહ્યું “ બહુ સારૂ મેહેતાજી હું જેમ બને તેમ જલદીથી પ્રયાણ કરી જુનાગઢ જઇ પત્ર આપું છું. પણ જરા કુંવરબાઇને કંઇ સમાચાર તેમના પીતાને કહેવરાવવા હોય તો તેમને મળી પછી જુનાગઢનો રસ્તો લેઉ.” શ્રીરંગ મેહેતાએ કહ્યું “ વારૂ ત્યારે કુંવરની પાસે થઇને પછી જજો પણ આજને આજ વીદાય થઈ જજો. નકામાં બીજે ઠેકાણે વાતો કરવામાં કે તમારે ઘેર બેરાં છોકરાંઓને મળવામાં વધારે વખત ગુમાવશો નહીં. જુઓ વેવાઇ વળોટનું કામ છે. માટે વખતસર સમાચાર ના પહોંચ્યા એમ ગણી ખોટું ન લગાડે માટે વેગે વીદાય થજો. પેલા ગોર ખોખલા પંડયા તો શ્રીરંગ મેહેતાએ પત્ર આપ્યો તે લઈ કુંવરબાઈ પાસે આવ્યા અને કેહેવા લાગ્યા “ બહેન હું તમારા સીમંતની કંકોત્રી લઇને તમારા પીતાને આપવા જાઉં છું માટે કંઇ તમારે સમાચાર કહાવવા હોય તો સુખેથી કહો.” કુંવરબાઇએ કહ્યું “ પંડયાજી મારા પીતાશ્રીને ચોખ્ખું કહેજો કે આ પત્ર વાંચી મામેરૂ સારૂ લાવજો અને સંપત હોય તો આવજો નહીં તો આવશો નહી કારણ

કે નાગરી ન્યાત છે. એમને એમ આવશો તો ચાવી નાંખશે અને મારે ઝેર ખાઇ મરવું પડશે. કંઈ પૃથ્વી ઉપર આપનું નામ થાય અને મારા સાસરીયાનું મેહેણું ભાંગે તેવું મામેરૂ કરવું હોયતો આવજો કારણ કે જો આ અવસર એમને એમ જશે તો ભવ સુધી મેહેણું રહેશે. નણંદ લોટ્ટછ દેરાણી જેઠાંણી મેહેણાં મારશે અને દીયર ચતરૂ થઇને સાલશે. માટે કહેજો કે તમારે આશે વૈકુંઠરાય જેવો ધણી છે તો નાગરી ન્યાત ધન્યવાદ આપે તેવું મામેરૂ લઈ ઝટપટ આવજો આટલું કહી કુંવરબાઈએ તો ખોખલા પંડયાને જુનાગઢ તરફ વીદાય કર્યા. ખોખલા પંડયા પણ જરાપણ વીલંબ ન કરતાં જુનાગઢ વીદાય થઇ ગયા અને રાતદીવસ મુસાફરી કરી આશરે સાતેક દીવસે જુનાગઢમાં આવ્યા. આવીને નરસિંહ મેહેતાને આશ્રમે જઈ પેલો શ્રીરંગધર મેહેતાનો પત્ર આપ્યો એટલે મેહેતાજીએ તે કાગળ ફોડી વાંચ્યો અને પુત્રીના શીમંતની વધામણી આવી જાણી પોતાના કૃષ્ણ મંદીરમાં જઈ પેલી કૃષ્ણની પ્રતિમાં આગળ બેસી તાલ લેઇ હરીનું સ્મરણ કરવા લાગ્યા. તેઓ પ્રભુને કહેવા લાગ્યા કે હે ભગવન ! કુંવરબાઇનું મામેરૂ કરવાનો પ્રસંગ આવ્યો અને ઘરમાં તો એક કુટી બદામ નથી માટે હે ત્રીકમજી આપને હવે ત્રેવડ કરવાની છે. આવા પ્રસંગોમાં દ્રવ્યનું કામ પડે છે.

માટે તે બાબત સવડ કરજો. એટલું કહી પેલા ખોખલા પંડયાને બે દીવસ રાખી તેમની સંતોષકારક પરોણાગત કરી ત્રીજે દીવસે પત્ર આપી વીદાય કર્યો કે, અમે મામેરૂ લઈને તરતમાં આવી પહોંચીએ છીએ માટે ફીકર કરશો નહી. આ પ્રમાણે પત્ર આપી જ્યાં ખોખલા પંડયાને પાછા શ્રીરંગ મેહતા તરફ વીદાય કર્યો એટલે મેહેતાજીએ એક બે દીવસમાં જેટલા સંતસાધુઓ જુનાગઢમાં આવ્યા હતા તેમને એકઠા કર્યાં અને કહ્યું કે સંતો! પુત્રી કુંવરબાઇનું મામેરૂ લઇનેઆપણે જવાનું છે માટે તૈયાર થાઓ. નરસીંહ મેહેતાનું વચન શ્રવણ કરી સર્વે સંત સાધુઓ તૈયાર થયા. મેહેતાએ કોઇની વેહેલ માગી લધી. કોઈના બળદ માગી લીધા કોઈની પીંજણીઓ એમ કરી ભાગી તુટી વેહેલ તૈયાર કરી અને તેમાં તાલ ઝાંઝ મંજીરા ઈત્યાદીનો કોથળો ભરી તેમાં મુકયો. વળી છાપાં તીલક અને તુલસીની માળાના પણ કોથળા ભરાવી તેમાં મુકાવ્યા અને પેલી કૃષ્ણની પ્રતીમાને પણ એક દાબડીમાં ઘાલી પોતાના હાથમાં રાખી. એ રીતે મેહેતાજીએ સંત સાધુઓને લઈ મામેરા અર્થે પોતાની પુત્રીના સાસરા તરફ જુનાગઢથી પ્રયાણ કરી દીધું. જુનાગઢની ભાગોળે બધો સંઘ લેઈ મેહેતાજી આવ્યા એટલે પેલી વેહેલના બળદો ગળીયા હતા જેથી બેસી ગયા એટલે સર્વે સાધુઓએ મળી પુછયું

બાલી કૃષ્ણ બળદેવની જય બોલાવી તેને ઉઠાડયા અને ચાલતા કર્યો. એમ રગડદગડ કરતા કરતા બાર દીવસે મેહેતાજી કુંવરબાઇના સાસરાના ગામે આવી પોહોચ્યા. તેઓ તે ગામની ભાગોળે પોહોચ્યા તે વખતે બરાબર મધ્યાન્હ થયા હતા. તેમનો સાધુઓનો સાથ જોઇ આખું ગામ જોવા મળ્યું અને નાગરિ ન્યાત પણ જોવાને ટોળે મળી. સર્વ કોઈ મેહેતાજીનું મામેરૂં જોઈ હસવા લગ્યું અને કુંવરબાઇને પણ થોડીવારમાં સમાચાર પોહોચ્યા કે તમારા વૈષ્ણવ પીતા છાપાં તીલક અને તુલસીની માળાના ગંઠડા બાંધી મામેરૂ કરવા આવી પોહોચ્યા છે આખી ન્યાતમાં છાપા તીલક ગોપીચંદનું અને માળાઓની લહાણી કરશે અને તે ન્યાત પહેરશે એટલે મામેરૂં થશે. આ સમાચાર સાંભળી કુંવરબાઇને ઘણુંજ રડવુ આવ્યું અને મન સાથે વીચારવા લાગી કે શું ત્યારે મારાભાઇ શામળશાના લગ્ન વખતે વૈકુંઠપતીએ મને વચન આપ્યુ હતું કે આ લગ્ન કરતાં એ તારૂં મામેરૂં સવાવીસ કરીશ. ત્યારે શું તે વચન એ હું માત્ર મને સારૂ લગાડવાજ કહ્યુ હતું નાના તે ભક્તવત્સલ ભગવાન પોતાના ભક્તની લાજ ખુએ અને પોતાનું બોલેલું વચન ફોક કરે એ વાત કદી સંભવેજ નહીં. વારૂ જો તેમ હોય તો પ્રભુ કયારનાએ મારા પીતા જોડે મામેરાની બધી વસ્તુઓ લઈને આવ્યા ન હોય. પણ એ ત્રીલોકીનાથ છે. જો આવવા માગે તે

એમને શી વાર એક ક્ષણમાં બધું સાહીત્ય લઇને આવી પોહોચે. પણ તેમ કરવાની તેમની વૃતીજ નહીં હોય તો પછી ક્યાંથી આવે. ખેર જેમ તેમને કરવું હશે તે કરશે. પણ મારા પીતા આવા સાધુ વૈરાગીને સાથે લઈ તીલક છાપા અને ઝાંઝ મંજીરાના કોથળા ભરી ના આવ્યા હોત તો સારૂ કે મારી આ નાગરી ન્યાતમાં ફજેતી તો ના થાત. હજી પણ જો મને મળશે તો કહીશ કે પાછા જાઓ. જ્યારે આમ ફજેતી કરાવવી હતી તો શું કામ આવ્યા ?" આ પ્રમાણે કુંવરબાઈ ખેદયુક્ત વીચારો કરી રહી છે તેટલામાં મહેતાજી શ્રીરંગ મેહેતાને ઘેર આવ્યા જે જોઇ શ્રીરંગમેહેતા તેમની સામા આવ્યા એટલે બન્ને વેહેવાઇ ભેટી પડયા. ઘરમાં લાવી મેહેતાજીને બેસાડયા અને રૂડી રાતે આગતા સ્વાગતા કરી. જમાઇરાજે તથા નાગર મંડળે પણ મેહેતાજીના મુલાકાત લીધી. શ્રીરંગમહેતાની પત્ની તો મેહેતાજીના સાથને જોઈ દીંગ થઇ ગઈ અને સાથે વીચાર લાગી કરવા કે આ દળદર આવ્યું. શ્રીરંગ મેંહેતાએ મેહેલ્લામાં એક જુનું પડી ગએલું મકાન હતું તે મેહેતાજી અને તેમના સંઘના ઉતારા માટે કાઢી આપ્યું એટલે મેહેતાજીએ પોતાના સર્વ સાધુમંડળ સહીત આપેલે ઉતારે મુકામ કર્યો અને પોતી દાબડીમાંથી કૃષ્ણ મુર્ત કાઢી એક પવિત્ર સ્થળ શોધી લીંપીગુંપી ત્યાં મુર્તિને પધરાવી. અને પોતાના નીત્ય નીયમ પ્રમાણે કૃષ્ણ કીર્તન

કરવામાં પ્રવૃત થયા બધા સાધુઓનો સાથ પણ તેમની જોડે ભજનમાં ગુંથાયો જોકે શ્રીરંગમેહેતાએ આપેલા ઉતારામાં જુવા માકણ મચ્છરનો પાર ન હતો તો પણ સાધુવૃત્તિવાળા સાથે તે બાબત ગણકારિ નહીં પણ ઉલટા પ્રસન્નચિત્તે પરમાત્માના યશોગાન કરી ધન્યવાદ આપવા લાગ્યા થોડીવાર થઈ એટલે એક પછી એક નાગરિ ન્યાત મેહેતાજીના ઉતારામાં તેમને જોવા આવી કોઇ કહે ભાઇયો એમને કૃષ્ણ ભગવાન વશ છે પછી શી ખોટ છે કોઇ કહે કુંવરબાઇના મામેરાની છાબમાં શું આ તીલક તુલસી ને શંખ મુકવાના છે કે શું ? કોઈ કહે આ સાધુ વેરાગીઓ એક એક ગોપીચંદનની ગોટી આપશે એટલે મામેરૂ પતી જશે આ પ્રમાણે નાગરિ ન્યાત ચાવી ચાવીને મેહેતાજી અને તેમના સાથની ઠંડી મશ્કરી કરવા લાગ્યા આ પ્રમાણે જ્યાં મશ્કરીઓ થવા લાગી એટલે કુંવરબાઇને ખબર પડી જેથી પોતાના પિતાને ઉતારે આવી કહેવા લાગી કે હે પિતાજી આવું મોમેરૂ તથા આવો સાધુ વેરાગીઓનો સાથ લઇને ના આવ્યા હોત તો ચાલત પણ આથી તો ઉલટી મારી અને તમારી બન્નેની મશ્કરી થવા જેવું થયું. હવે તમારી સાથે મારી પણ પુરેપુરી હાંસી થવાની. નાગરી ન્યાત મેણાના બાણો મારી મારી વિંધી નાંખશે અને મરવા જેવું થશે. હે હરિ, હવે શું થશે !" આવો કરૂણાજનક નિશ્વાસ નાંખી કુંવરબાઈ અશ્રુધારે

રડવા લાગી તે જોઇ મેહેતાજી તેણીને ધૈર્ય આપી કહેવા લાગ્યા "બાઈ નાહક જીવાત્મા શું કામ દુભાવે છે, શું કામ ખેદ કરે છે, બેટા હજી પણ સમજણ ન પડી કે આપણું તો એ ત્રિલોકી નાથ શામળીઓ પુરૂં કરે છે ને કરશે. તે લાજ અત્યાર સુધી રાખતો આવ્યો છે ને રાખશે. એ દીનાનાથ, પોતે મોસાળુ કરશે. બ્હેન બધીએ તેને ફિકર છે. આપણે શા માટે ખેદ કે ચિંતા કરવી જોઇએ." આ સાંભળી કુંવરબાઈ કહેવા લાગી કે દીનાનાથ તે શું કરશે પિતાજી તમે આ તે મામેરૂં કરવા આવ્યા છો કે મારા સાસરીયાને અને બત્રેની નાગરી ન્યાતને તેમ જ આખા ગામના લોકોને હસાવાને આવ્યા છો. હશે, આ હિણભાગી દુર્બળ પિતાની પુત્રીને સ્વપ્ને પણ સુખ સરજ્યું ન હોય તે ક્યાંથી મળે. મામેરામાં શંખ તાળ ગોપીચંદન અને આ તુળસીની માળા સિવાય બીજું મામેરૂં પુરવાની વસ્તુ એક પણ દેખાતી નથી. વળી હું દુર્ભાગિનીની મા મરી ગઇ એટલે મહીયર પણ પડી ભાગ્યું અને સાસરીયામાં કેમ પેટમાં પગ ઘાલીને રહી છું તે મારો આત્મા જાણે છે. માટે હવે આ દેહનો અંત આવે તો સારૂં કે દેખવુંએ નહીં અને દાઝવુંએ નહીં." આ પ્રકારના પુત્રીના વચન શ્રવણ કરી નરસિંહ મેહેતા કહેવા લાગ્યા— "બેટા જાઓ તમારી સાસુ પાસે અને જેજે વસ્તુ મામેરામાં પુરવાની જોઇતી હોય તે તે લખાવી

આવો." આ પ્રકારનું વચન શ્રવણ કરતાંની સાથે કુંવરબાઇને ભગવાને આપેલું વચન યાદ આવ્યું. એટલે તરત હૃદયથી સધીરી બની પોતાની સાસુ પાસે જઇ કહેવા લાગી. સાસુજી જે જે વસ્તુ જોઇતી હોય તેની એક યાદી લખાવો એટલે તે મંગાવવાની ગોઠવણ કરવામાં આવે "આ સાંભળી સાસુએ કહ્યું" વહુજી તમારા પિતા મામેરામાં પુરવા માટે શંખ તાળ તિલક અને તુળસીની માળ સિવાય બીજું શું લાવ્યા છે તે યાદી કરાવો છો. અમે જોઇએ છીએ શું તે લખાવીએ તમારા પિતા વેરાગી અને સાધુડાઓને જોઈતી વસ્તુ લઇ આવ્યા છે તે અમે કંઇ સાધુડા નથી કે તે મામેરામાં સ્વીકારીયે. આ પ્રમાણે સાસુએ કરડાગી ભરેલું વચન કહ્યું તે સાંભળી કુંવરબાઇ રડી પડી એટલે વળી ઉપરથી સાસુ બોલવા લાગી "આ હા હા સાચુ કહીયે છીએ તેમાં વહુજી રડીને ઓશીયાળા શું કરો છો ?" કુંવરબાઇ કહેવા લાગી "સાસુજી એવા દુબળ દુર્બળ તો એ મારો બાપ છે મારો જન્મદાતા છે તે કંઈ મિથ્યા થવાનો હતો. એના પેટમાં હું બળીશ તેવી તમારા પેટમાં બળનારી નથી." આ પ્રકારની સાસુ વહુ બન્ને વચ્ચેની રકઝક થતી સાંભળી કુંવરબાઇના વડ સાસુ અતિ પવિત્ર વૈષ્ણવ અને સંત સાધુઓમાં પુજ્યભાવ રાખનારી હોવાથી કુંવરબાઇની સાસુને ઠપકો દેઇ કહેવા લાગી "એ વહુને જરાપણ વઢશો નહીં."

એના ભક્ત પિતાની લગની પ્રભુ સાથે એવી છે કે સાક્ષાત્ વૈકુંઠપતિ શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે આવી મામેરૂં પુરશે અને આપણે સહુ જોઇશું. માટે મારી વહુને કે તેના ભક્ત પિતાને જરાપણ કહેશો નહીં વહુ બેટા આમ આવો હું તમને યાદી કરાવું તે લઇ તમારા પિતાને આપો. એ ન લખાવે તો આસડે મારી." આ પ્રકારના વડ સાસુના ઉપરાણુ કરેલા પ્રીતીપાત્ર વચનોથી કુંવરબાઇ સાસુપાસેથી ઉઠી વડ સાસુ પાસે યાદી લખાવા માટે જઇ બેઠી એટલે સાસુ પણ જખ મારી ચુપ થઇ બેઠી અને વડ સાસુ અસલના નાગરી ન્યાતના ઉંચા કુળને છાજતી મામેરાની પેહેરામણીની સામગ્રીની યાદી નીચે પ્રમાણે લખાવી જે મારા પ્રિય વાંચકવૃન્દને કવિ પ્રેમાનંદની સરળ અને રસિક શૈલિમાં આપું છું. તે કવિએ મામેરાની સામગ્રીની કુંવરબાઇની વડ સાસુએ લખાવેલી યાદી મારૂ•રાગમાં લખી છે તે અમે પ્રકટ કરી રસિક વાંચક વૃન્દના રસનો ભંગ ન થાય તેવા ઉદ્દેશને સેવ્યો છે. કુંવરબાઇને કાગળ આપી વડ સાસુ બોલી:—

રાગ—મારૂ.

લખો પાંચ શેર કંકુ જોઇયે
શ્રીફળ લખો શતસાત વહુજી,
વીસ મણ વાંકડીયા ફોફળ
મળશે મોટી ન્યાત વહુજી.
પાંચ વસ્ત્રના પચ્ચીશ વાઘા

ચાર ચોકડી તાસ વહુજી,
લખો પછેડી પંદર કોડી
પટોળાં પચ્ચાશ વહુજી,
સાઠેક મુગટાંને સોએક શણીયાં
ચીર લખો ચાલીશ વહુજી,
બ્રાહ્મણને ધોતીઆં જોઇએ
લખો તે કોડી ત્રીશ વહુજી.
એ કોડી જર કસીની સાડી
રેશમી કોડી બાર વહુજી,
સાદી સાડી લખો ત્રણસેંહ
સાલ લખો શત ચાર વહુજી,
ઘર સાડી લખો દશ ને વીશ
કોડી લખો બાંટ વહુજી,
છીંટ માળવી રેજા સો ને નવ
કોડી લખો નાટ વહુજી,
મશરૂ ગજીઆણી દરીયાઇ
લખો થાન પચ્ચાશ વહુજી,
હજાર બારસેંહ લખો કાપડાં
લોકને જેની આશ વહુજી,
સોળસેંહ લખો શેલાં સાળુ
વળ પાન ને આંક વહુજી,
આશરા પડતું અમે લખાવ્યું
બાપ તમારો રાંક વહુજી.

આ પ્રમાણે વડસાસુએ યાદી કરાવી પશ્ચાત્ કહેવા લાગી કે બેટા તમારે એથી રંગેચંગે વધારે

કરીયાવર કરવો હોય તો એકહજાર સુવર્ણ મોહોરો રોકડી જમાઇને સોનાની સાંકળી એટલું વધારે બાકી તમને સૌને મહાવે તો એ તમારો બાપ છે એમાં અમારે શું આ પ્રમાણેની યાદી લખી કુંવર બાઇ પિતા પાસે આવી પિતાને કહેવા લાગી— "પિતાજી તમે મને મારા સાસરેથી શું શું જોઇએ તેની યાદી કરી લાવવા કહ્યું ત્યારે આ જુઓ મારી વડસાસુએ યાદી કરાવી છે કે તેમાંનું કશુંએ આપણાથી બની ના શકે." મહેતાજીએ પેલી યાદી વાચી જોઇ એટલે તરત ચમકયા અને વિચારવા લાગ્યા કે આ ડોશીએ તો કાંઇ બાકી જ રાખ્યું નથી. મનમાં પાળી રાખી બરાબર પરમાર્થી થઇ લખાવ્યું છે કે જે મોટા લક્ષાધીપતીથી પણ પુરૂં પડી શકે નહી. ધન્ય છે ધન્ય છે! "આ પ્રમાણે મેહેતાજી ડોશીને માર્મિક ધન્યવાદના ઉદ્ગાર આપે છે તેટલામાં પાછું કુંવરબાઇયે કહ્યું કે "પીતાજી વળી યાદી લખાવી તે હું વાંચી ગઈ એટલે મારી નણંદે મશ્કરી કરીને કહ્યું કે માજી આટલું બધું લખાવાને બદલે એ મોટા પ્હાણા લખાવો કે તે સાધુ પીતા છાબનાં મુકીને લાવી શકે આટલું બધું તે તેને કોયે જન્મે મામેરામાં આપવા કાજે મળવાનો સંભવ હતો. માટે પીતાજી મારાથી તો હવે મેહેણાં સહન થનાર નથી માટે તમે જેવા આવ્યા છો તેવા પાછા જુનાગઢ સીધાવો અને મને મારા દેહનો અંત લાવવા દો એટલે પીડા મટે." આ

સાંભળી મેહેતાજી હસીને કહેવા લાગ્યા, પુત્રી તમે જરાપણ ગભરાશો નહી. કદાપણે અવસર ભુલી જઈએ પણ તે શામળીઓ ભુલશે નહી. જરા ધીરજ ધરો અને વીશ્વાસ રાખો. તમારા સાસરીયાએ લખાવ્યું છે તેથી ખમણું થયો તેને કંઈ કોઈનું કરજ કહાડવા જવાનું નથી માટે શાણી પુત્રી આપણી લાજ તે શ્રીહરીને હાથ છે. કાલનું વહાણું રૂડી રીતે વાયું એમ જોશો. આ પ્રકારના પીતાના નિશ્ચયાત્મક અને શ્રદ્ધાન વચનો શ્રવણ કરી કુંવર બાઈને શ્રદ્ધા બેઠી જેથી પાશાભેર પોતાના સાસરે ગઈ અને નિત્ય નીયમિત પતિની સેવાપુર્વક નિં-દ્રાવશ થઈ. બીજે દીવસે પ્રાતઃકાળ થયું એટલે મેહેતાજી સ્નાન ઈત્યાદીથી પરવારી પોતાની પેલી કૃષ્ણમુર્ત્તિનું પુજન કરવા બેઠા તે છેક મધ્યાન્હ સુધી પુજન કર્યું એટલે વેહેવાઈને ત્યાંથી જમવાનું તેડું આવ્યું એટલે પોતાની સાથેના તમામ વેરાગી સંત સાધુઓ લઈ શ્રીરંગ મેહેતાને ત્યાં જમવા ગયા. શ્રીરંગ મેહેતાએ સન્માનપુર્વક બેસાડી જમ-વાને માટે ન્હાવાનું મેહેતાજીને કહ્યું એટલે મેહે-તાજી વસ્ત્ર પહેરી સ્નાન કરવા સારૂ ચોકમાં આવી બાજઠ ઉપર બેઠા, જ્યાં મેહેતાજી બેઠા એટલે કુંવરબાઈની નણંદે આવી શ્રીફળ મુકીયે તો ફાટી જાય એવું ધકધકતું ઉષ્ણોદક લાવી કુંડીમાં રેડયું. એટલે મેહેતાજીએ કહ્યું " બ્હેન પાણી ઘણું ગરમ છે માટે સમોવણ કરવા સારૂ ઠંડા જળની જરૂરછે."

આ સાંભળતાં નણંદીએ મેહેતાજીને કરડાગીમાં કહ્યું "મેહેતાજી માગ્યા મેહ વરસે છે તો સમોવડસારૂ ઠંડુ જળ એટલું મંગાવી લ્યો? ઘણાએ તમારા ભગવાન ...વી અંદરથી રેડી જશે." આ પ્રમાણેનું માર્મિક વચન શ્રવણ કરી મેહેતાજીએ કુંવરબાઇ પાસે ઉભી હતી તેની પાસે પોતાની કરતાળ માગી એટલે કુંવરબાઇએ તે આપી જેથી તાળ વગાડી તેઓ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા કે હે ભગવાન સુધન્વા ઉપર તેના પિતા કોપ્યા હતા અને જેમ તેથી તેને તળવાને ધીકધીકતા તેલના કઢામાં નાંખ્યો હતો અને આપે શીતળ કરીને બચાવ્યો હતો તેમ મારી પણ લાજ રાખવાનો આપને વખત આવ્યો છે. હે પ્રભુ મને પણ મેઘવૃષ્ટિ કરી સમોવડ કરવા માટે શીતળ જળ આપો. હે દીનબંધુ આ નાગરીન્યાત મારી નહીં તો હાંશી કરશે અને તેથી તમારી પણ હાંસીજ થશે એ નિશ્ચય સમજજો. હે ભૂધર જેમ હુંડી શીકારી હતી' જેમ શ્રાદ્ધ કરી ગયા હતા. જેમ શામળશાને પરણાવ્યો હતો તેવીજ રીતે આ મામેરૂ પણ આપને કરવાનું છે. અને આ નાગરી ન્યાતનું મ્હોં બંધ કરવાનું પણ આપને જ છે. મેં તો એજ વિશ્વાસ રાખ્યો છે અને તે વિશ્વાસના આપ ઘાતી નહીં બનો એવી મને સંપુર્ણ આશા છે તો હે વંડલવર વરસાદ વરસાવજો અને આ તમારી એકની એક પુત્રી કુંવરબાઇને આપે શામળશાના લગ્ન વ-

અને જે વચન આપ્યું છે તેને સંપુર્ણ રીતે પાળજો. હે નોધારાના આધાર આપની ઓથે જ રહ્યો છું તેમ રાખજો. જેમ અત્યાર સુધી નભાવ્યો છે તેમ નીભાવજો. મારે અન્ય કોઇનો આ જગતમાં આશરો નથી તે તમે સારી પેઠે સમજો છો તો આપ આપનું બીરદ રાખી આ દાસની વારે ધાજો. આપના વિના મારૂં કોઇ આ સ્થળે બેલી નથી માટે સત્વર પધારી આ સેવકનું ધર્મ સંકટ ટાળજો.” આ પ્રમાણે મેહેતાજીએ સુંદર આલાપની સાથે મલ્હાર રાગમાં કૃષ્ણ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરવા માંડી. અને જ્યાં અડધી ઘડી એક વિતી એટલે દશે દીશાઓમાંથી બારે મેઘ ચડયા અને મુશળધાર વૃષ્ટિ શરૂ થઇ. મેહેતાજીને શીતળ જળ જોઇએ તેટલું મળ્યું તે ઉપરાંત એવો તો મૂશળધાર વરસાદ પડયો કે આખું ગામ રેલં છેલ થઇ ગયું અને ઘરોમાં પણ પાણી ભરાઇ ગયું જેથી ગભરાઇને તમામ લોકોએ આવી મેહેતાજીની ક્ષમા માગી અને શ્રીરંગમેહેતા, કુંવરબાઇની સાસુ વડસાસુ નણંદ ભોજાઈ વીગેરેએ આવી મેહેતાજીને નાકા લીટીઓ તાણી એટલે મેહેતાજીએ પાછી સ્તુતી કરી એટલે વરસાદ ઉતરી ગયો અને લોકોની ગભરામણ બેઠી. આ જોઇ કુંવરબાઇ ઘણો હર્ષ પામી અને મનમાં નિશ્ચયપૂર્વક માનવા લાગી કે જરૂર શ્રી હરિ પોતે આવી મારૂ મામેરૂં રંગે રાંગે કરશે અને તેમણે આપેલું વચન પાળશે. પ-

આત મેહેતાજી સ્નાન કરી પોતાની સાથના સાધુ વેરાગીને પંગતમાં લઇ વર્ણાશ્રમના નિયમાનુસાર જમવા બેઠા અને સગાં વહાલાં પણ જમ્યા, જમી પરવારી ઉઠયા એટલે શ્રીરંગમેહેતાએ પાનસોપારી આપ્યા કે મેહેતાજી સત્વર પોતાને ઉતારે આવી પાછા પોતાને ઉતારે આવી પાછા પોતાના નિત્ય નિયમાનુસાર કૃષ્ણ કિર્તનમાં સાધુઓ સહીત પ્રવૃત થયા. કુંવરબાઇ પણ જમીઉઠી પરવારી પીતા પાસે આવી મામેરાની સામગ્રીઓ લાવી સર્વ સાહીત્ય તૈયાર કરવા માટે કહેવા લાગી જેથી મેહેતાજીએ ફરી ભગવાનને વિજ્ઞપ્તિ કરી જેથી ભગવાન કોઇ શ્રીમંતનું રૂપ લઇ અક્રૂર અને ઓધવ સહ ત્યાં આવ્યા જે જોઇ મેહેતાજી જાણી ગયા અને છાબ લાવી આગળ મુકી કુંવરબાઇને કહ્યું બેટા જાઓ હવે તમારા સાસરીયાને અને ન્યાતને આમંત્રણ મોકલાવો કે મારા પિતા મામેરૂં પુરે છે માટે ચાલો ” આ સાંભળી કુંવરબાઇ દોડતી જઈ પોતાની સાસુને એ વાત કહી અને સાસુએ તે ઉપરથી ગોરને મોકલી આખી નાગરિ ન્યાતમાં કુંવરબાઇનાં મામેરાની છાબ જોવાનાં તેડાં કર્યા, થોડીવાર થઇ એટલે આખી નાગરિ ન્યાત છાબ જોવા ટોળે મળી મેહેતાજીએ છાબમાં શંખ પધરાવી શ્રીહરિનું સ્મરણ કરવા બેઠા નાગરિ ન્યાત માંહોમાંહી વાતો કરવા લાગી એક કહે આતેએ વેરાગીના મામેરૂં પુરવાના ઢંગ છે બીજી કહે અરે

એતો શ... બની જશે ઘરચોળાં અને આખી
ન્યાતમાં ...હેરાશે ત્રીજી કહે શું કપાળ ઘરચોળાને
બદલે ... અને તુળસીની માળા એકેક બહુજીને
આપશે ... વળી શંખ બદલાઇ ઘરચોળા થઈ
જતાં ... લાવોને હું આખા ગામના શંખ
ભેગા ક... ચોથી કહે અરે નાના એક એક
ઝાંઝનો ...ધાને આપે તે ઝાંઝ કુટજો અને
આ ગો... છે તે ચોળજો. પાંચમી કહે કંઈ
ન મળે ... મે મોટા પથરા એટલે વેહેવાઈ
તેની સ... શું ફોડશે આ પ્રમાણે નાગરણો મેહેતા-
જીની ક...ના મશ્કરીઓ કરે છે અને મેહેતાજીતો
એકાગ્રચિ... પોતાના ઈષ્ટ શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન
ધર્યો કે... કુંવરબાઇએ છાબ ખાલી જોઇને તથા
નાગરિ... મશ્કરી જોઇ માથાથી પગ સુધી
બળી ...ને છેવટે આશા છોડી નિસાસા નાંખવા
લાગી અને થોડીવાર થઇ અને તેનાથી ના રહેવાયું
એટલે પોતાના પિતા પ્રત્યે કહેવા લાગી “ પિતાજી
વૃથા આશા આપી મને શું કામ બાળો છો આજ
જ્યારે મારી ઠેકડી કરાવવી હતી તો શું કામ આવ્યા
આમજ જ્યારે કરવાનું હતું તો નકામો આ બધા
મામેરાનો ડોળ શું કામ કર્યો “ મેહેતાજી કહેવા
લાગ્યા બેટા તમને એકવાર કહ્યું ચુપ થઈ શ્રીહરિમાં
વિશ્વાસ રાખી બેસો અને જે મારો વ્હાલો કરે તે
તે સાક્ષી રહી જોયાં કરો તમને તેણે શામળશાના
લગ્નમાં જે વચન આપ્યું છે તેમાં સંપુર્ણ તમારી

શ્રદ્ધા રાખો આખું જગત વચનથી ફરી જશે પણ એ આપણો દીનોનાથ નહી ફરે એ નિશ્ચે જાણજો ? માટે બાઇ ચિત્તની પ્રસન્નતા જાળવી તે પરિપુર્ણ પુરૂશોતમમાં આશા રાખો અને તે જે જે કરે તેને જોઇ તેની ચમત્કૃતિનો અનુભવ કરો તે મારો શામળો કદી પણ લાજ આપણી જવા દેનાર નથી એમ નિસંસય માનજો ? "આ પ્રકારના નરસિંહ મેહેતાના વચનો શ્રવણ કરી કુંવરબાઇના હૃદયમાં પાછિ પ્રસન્નતા ચિત્તમાં સ્થિરતા ધૈર્ય અને શ્રદ્ધાની સ્પુરણાઓ ઉદ્દભવા લાગી જેથી પિતા તાળ શંખ બજાવી પેલી પોતાની ઇષ્ટ વસ્તુ જે શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રતિમા તે પ્રતિ મામેરૂં પુરવાની પ્રાર્થના કરી રહ્યા હતા તેની જોડે શાંતિથી કુંવરબાઈ ભાગ લેવા લાગી અને શ્રીમદ્ વિશ્નુ ભગવાનને અંતિમ વિજ્ઞપ્તિ કરવા લાગી કે " હે ભગવન્ આપે શામળશાના લગ્ન વખતે આ આપની પુત્રીનું મામેરૂ પુરવાને જે વચન આપ્યું છે તે વચનના વિશ્વાસેજ ધૈર્ય ધરી રહીછું બાકી આપઘાત કરી મારા દેહનો અંત લાવવાના નિશ્ચય ઉપર આવી ગઇછું માટે હે દીનબંધુ, દ્વારિકાધીશ કરૂણાના નિધાન કેશવ સત્વર પધારી મામેરૂં પુરો અને પુત્રીની લાજ રાખો મારા. પિતાની, ભક્તિના પ્રતાપથી આપે પ્રત્યક્ષ આવી આ પુત્રીને અભયવચન આપી તેને આ જન્મેજ ભવબંધનની છુટી કરીતો પછી આ મારા પિતાને માથે મામેરાનું

રૂણ રહેતો એ કલંક મારા પિતાને શિરે નથી. પણ તે આપના શિરે છે.” આપણા ભક્ત શિરોમણીએ પણ મૃદુ અને પ્રિય વાણીથી સારંગ રાગમાં મધુર નાદથી શ્રીકૃષ્ણ પરમાત્માને જે વચનો સ્તુતિ રૂપે કહ્યાં તે કવિવર્ય પ્રેમાનંદની રચના અતિ રસાત્મક હોવાથી આ સ્થળે આપવામાં આવે છે જે મારા સજ્જન પ્રિય વાંચક ભક્ત જનોને વધારે રસિક થઈ પડશે.

રાગ—સારંગ.

જય દામોદર બાળમુકુન્દ, નર્ક નિવારણ પરમાનંદ.
વિશ્વેશ્વર વૃંદાવનચંદ, દેવકીનંદન આનંદાકંદ
ગોપીનાથ માધવ ગોવિંદ, જયમુકુંદ તોડો ભવબંધ,
ગરૂડધ્વજ ભુધર ગોપાળ, અનાથ બંધુ દીનદયાળ
હું સેવકની લઇ સંભાળ, મામેરાની કરજો ચાલ.
તમ કીરતન કરૂં ગ્રહી તાળ; ન્યાત નાગરી દેતી આળ.
અતી દોહેલો લોકાચાર, લજ્જા રાખજો આણીવાર.
જો મુજ શેઠ તો નંદકુમાર, શું કરશે પાપી સંસાર
પ્રતીપાળ હયોછો આ દાસ; જેથી રહું છું તમ વીશ્વાસ.
અમરીષનો નીવાર્યો ત્રાસ, ભોગવ્યો તો આપે ગર્ભવાસ.
મચ્છતણો લીધો અવતાર, શંખાસુર કીધો સંહાર.
કમઠરૂપ ધર્યું મોરાર, ચૌદ રત્નમણી કાઢ્યા બહાર.
હીરણ્યાક્ષને નાંખ્યો કાપી, ધરણી સ્થીર કરીને સ્થાપી
શ્રીગોપાળ મામેરૂં કરો, ઠાલી છાબ સોનૈયે ભરો.

ઉપર પ્રમાણે જ્યાં મેહેતાજીએ સ્તવન કર્યું કે તરતજ શ્રીમદ્ વિષ્ણુ ભગવાનને વૈકુંઠમાં ચીંતા

થઈ અને તેથી મોટી બુમ પાડી ગરૂડ ક્યાં ગરૂડ ક્યાં! એવા અવાજે મહાલયના પ્રતીહારો અને દ્વારપાળોને પુછવા લાગ્યા, વૈકુંઠપતીની બુમ શ્રવણ કરતામાં લક્ષ્મીજી વગેરે પટરાણી દોડીને ત્યાં આવીને કહેવા લાગી "ભગવાન શી આજ્ઞા છે?" ભગવાને કહ્યું "અરે ચાલો ચાલો ભક્ત નરસીંહની પુત્રીને વચન આપ્યા પ્રમાણે આજે મામેરૂં પુરવા જવું છે. એક ક્ષણ વિલંબ થઇ શકે તેમ નથી." આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞા થતાંની વારમાં સર્વે પટરાણી તૈયાર થઈ ઓધવજીને હાથમાં ગજ આપી મુનમ બનાવ્યા અને બીજા યાદવોને ગુમાસ્તા બનાવ્યા. શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ શેઠ બની કુંવરબાઇના સાસરાને ગામ ગરૂડ વૈમાનમાં બેસી આવી પહોંચ્યા. ગામની ભાગોળે પડાવ નાંખ્યો અને મોસાળાની છાબ લક્ષ્મીજીના હાથમાં આપી શ્રીરંગધર મહેતાના ગામની ભાગોળેથી ગાતાં ગાતાં શ્રીરંગધરે આપેલા નરસિંહમહેતાના ઉતારા તરફ ચાલતા થયાં. ભગવાને તથા ઓધવજીએ આગળ જઈ નરસિંહ મેહેતાને મામેરૂં લાવ્યાના સમાચાર કહ્યા. આપણા ભક્ત શિરોમણી તો ભગવાનને જોતાવેંત ઘણા હર્ષથી ભેટી પડ્યા. અને કહેવા લાગ્યા "વાહ પ્રભુ આટલી બધી વાર? શું આજે આ ભક્તની લાજ લેવી ધારી હતી. વાહ ભગવન્! છેક જ આ દુર્બળ દાસને વિસારી મુકવાનો વિચાર કર્યો હતો કે શું?" ભગવાને જવાબ

દીધો ભક્ત નરસિંહ આણી વખતે હું આવ્યા વગર કેમ રહું અને મેં કુંવરબાઇને વચન આપ્યું છે તે મિથ્યા કેમ જવા દેઉં. હવે તમે બેઠા બેઠા જુઓ હું બધુંએ કરૂછું. કુંવરબાઈના મનમાનતા કોડ પુરૂં છું અને નાગરી ન્યાત માગે તેનાથી તેના સીમંતમાં સવાયો કરીયાવર કરૂં છું કુંવરબાઇ આવાં ભગવાનના વચન શ્રવણ કરી ભગવાનના ચરણમાં ઢળી પડી અને કહેવા લાગી, હે ભગવન્! આપ તો મારા ભવોભવના પિતાછો આપે શામળશાના લગ્નમાં મને વચન આપ્યું છે તે યાદ કરો અને પુત્રીની લાજ રાખો! હવે આપના સીવાય કોઇનો આશરો નથી.” ભગવાને કહ્યું બેટા તું હવે નિશ્ચિંત થા, અને સો મણની તળાઇમાં સુઇ રહે. તારાં સાસરીઆંને તો શું પણ આખી ન્યાતને સંતોષ ઉપજે તેવો કરીયાવર કરીશ.” કુંવરબાઇ એ સાંભળી પ્રસન્ન થઇ અને લક્ષ્મીજી તથા અન્ય યાદવ સ્ત્રીઓ જે નાંગરણો બની ટોળે મળી ગાતી હતી ત્યાં જઇ સર્વને પગે લાગી યદુપતિને શેઠ તરીકે યાદવોને ગુમાસ્તા રૂપે અને યાદવ—સ્ત્રીઓને નાગરાણીઓ તરીકે જોઇ આખી નાગરી ન્યાત વિસ્મય પામી. પછી છાબ પુરી લક્ષ્મીજી તથા સ્ત્રીમંડળ નરસિંહ મેહતાને ઉતારેથી મોસાળુ ચડાવી આખું ગામ ફરી શ્રીરંગધર મેહેતાને માંડવે ગયાં અને લક્ષ્મીજીએ છાબ ઉતારી કુંવરબાઇની સાસુ આગળ મુકી એટલે વેવાણ લક્ષ્મીજીને કહેવા લાગી “બાઇ તમારે ને

નરસિંહ મેહેતાને શો સંબંધ છે તે તમો તેની વધી આટલું બધું કરોછો ?" લક્ષ્મીજીએ કહ્યું "મારા ઘરવાળા મહેતાજીના પરમ મિત્ર થાય છે જેથી તેમણે પોતાની પેઢીમાં પણ નરસિંહ મહેતાનો અડધો અડધ ભાગ રાખ્યો છે. અમારી પેઢીનો અને અમારા ઘરનો બધો કારભાર નરસિંહ મહેતા કરે છે અને તેમને પુછયા સિવાય મારા ઘરનું કોઇપણ પાણી સુદ્ધાં પણ પીતું નથી." વેવણે પુછયું બાઇ તમારા ધણીની શેની પેઢી ચાલે છે? "લક્ષ્મીજીએ કહ્યું" નાણાવટીની પેઢી ચાલે છે. વેવાણે પુછયું તે પેઢી કીયા દેશમાં ચાલે છે ? લક્ષ્મીજીએ કહ્યું "અમારી પેઢી દ્વારિકામાં છે" આ સાંભળી વેવાણ તો દિંગ બની ગઇ અને તેથી પોતાના ધણી શ્રીરંગધર પાસે જઇ કહેવા લાગી કે જુઓ જુઓ આપણે જાણતા હતા કે કુંવરબાઇનો બાપ સાધુ ભીખારી છે પણ તેમ નથી તેમની તો આ શેઠની ભેગી સહીયારી મોટી દ્વારી કામાં પેઢી ચાલે છે." શ્રીરંગધરે જવાબ વાળ્યો, "હા તેમજ જણાય છે. દ્વારિકા જેવા દુર દેશાન્તરમાં જઈ કોઇ વેપાર કરે તો આપણને અહિં ખબર પડવાનો ઓછો સંભવ રહેછે એતો સ્વાભાવિક છે. ઓહો હો મહેતાજીની આવડી મોટી પેઢી ચાલે છે પણ જરા પણ તેમને મોટાઇ તો છે જ નહિં. ખરી વાત છે. પુરો ભરેલો ઘડો કદી પણ છલકાતો નથી. લ્યો ચાલો હવે મામેરૂં પુરવાનું

કામ શરૂ કરો. ઓખતા પંડ્યાએ ભગવાનને જઈ કહ્યું કે "વેવાઇએ કહેવરાવ્યું છે કે હવે મામેરૂં પુરવાનો વખત થયો છે." આ સાંભળી ભગવાન ઓધવના હાથમાં ગજ કાતર આપી તથા બીજા ગુમાસ્તાઓને કાંઇ દ્રવ્ય વસ્ત્રના પોટલા લેવરાવી શ્રીરંગધર મહેતાને ઘેર આવ્યા અને કુંવરબાઇને બોલાવી પોતાની પાસે બેસાડી યાદવ ગુમાસ્તાઓને વસ્ત્રના ગાંસડા છોડવા કહ્યું, યાદવોએ ભગવાનની આજ્ઞા થતાંની સાથે ગાંસડા પોટલા બધાએ છોડી નાંખ્યા. એટલે પામરીઓમાંથી એક ભારે કસબી પામરી લઈ કુંવરબાઇને તે આપી ભગવાન કહેવા લાગ્યા "લ્યો બેટા આ પામરી તમારા સસરાજીને આપો અને પગે લાગો! કુંવરબાઇ પામરી લઇ સસરાને આપી પગે લાગી પાછી જ્યાં બેઠી હતી ત્યાં વિવેકપુર્વક આવીને બેઠી પછી ભગવાને સોળે શ્રુંગારના દાગીના જેમાં ભર્યાહતા તે રત્નજડીત ડાબડોલેઇ કુંવરબાઇની સાસુને આપવા કહ્યું એટલે કુંવરબાઇએ તે લેઈ "સાસુજી લ્યો આ મારા રંક પિતાની પહેરામણી" એમ કહી પોતાની સાસુને આપ્યો. સાસુ તો દાબડો જ જોઇ દિગમૂઢ બની ગઇ અને જ્યાં તે ઉઘાડી એમાં નજર કરી તો અમુલ્ય હીરા માણેક અને સુવર્ણના સોળે શણગાર જોઈ ત્યાંને ત્યા ઠરી જ ગઇ અને કુંવરબાઇ ઉપર ઘણી પ્રસન્ન થઈ કહેવા લાગી "વહુજી તમે તો અમારૂં છોકરૂં કહેવાવ તમને ના કહીએ તો કોને કહીયે" ત-

મારો પીતા રંક છે કે સાધુ છે કીંવા ભીખારી છે એમ જગત ભલે કહે પણ અમારાથી કહેવાશે નહી. અમારા તો અમે તેવા તોએ વેહેવાઇ એટલે અમારા મનને તો સોના કરતાં પણ અધિક અને તેમાં આજ તો અમારી સર્વની અને આખી નાગરી ન્યાતની ખાતરી થઈ ચુકી કે તમારા પીતાના સમાન આખી જુનાગઢની અને વડનગરની નાગરી ન્યાતમાં કોઇ થઈ શકે તેમ નથી તેમજ જે જે કરીયાવર અને ન્યાતના રીત રીવાજો કરી ન્યાતને સંતોષ આપ્યો છે તેવો કોઇએ આપ્યો નથી. વહુજી, હાલ હાજે બળ્યા અમે તેમ કહે પણ અમે તો જે અનુભવ કરીએ છે તે જ સત્ય અને સ્પષ્ટ કહી દઇશું " આ પ્રમાણે સતુ કુંવરબાઇને કહી રહી એટલે ભગવાને ભુસટ માનનાર કુંવરબાઇના દીયરને બે તોલા સુવર્ણની અંદર અમૂલ્ય હીરો જડેલી એક વીંટી આપી અને તેની નણંદને રાખડી બંધામણના દશ તોલા સુવર્ણનો એક ચંદનહાર પહેરાવ્યો. ગોર ગોરાણીને ઉત્તમ વસ્ત્ર અને સૂવર્ણ મોહોરોનું દાન કર્યું. જેઠ જેઠાણી વીગેરે સગાં સંબંધીઓને ઘટતાં વસ્ત્ર તથા દાગીના આપ્યાં પછી કુંવરબાઇ પાસેથી પેલો વડ સાસુએ કુંવરબાઇ પાસે પહેરામણીનો મેહેતાજી ઉપર લખાવેલો પત્ર મંગાવી વાંચ્યો અને તે પ્રમાણે તમામ સગાં સહોદર અને આખી નાગરિ ન્યાતને પહેરામણી મળવાથી ઘણો સંતોષ થયો તેથી ત-

આમ નાગરો ઘણા ખુશી થયા અને મેહેતાજીને ધન્યવાદ આપવા લાગ્યા. નાગરણો પણ અમુલ્ય વસ્ત્ર મળવાથી ઘણી રાજી થઇ અને કેટલીક તો તે વસ્ત્ર સજી પગની પાની તરફ જોતી વરણાગીમાં વાંકી વાંકી ચાલતી મામેરાની ધામધુમનો કારભાર કરવા લાગી. કેટલીક તો બની ઠણી ગીતો ગાવા લાગી, કેટલીક મેહેતાજીના વૈભવને વખાણવા લાગી અને કેટલીક તો દાન ઉપર દક્ષીણા એ કહેવત પ્રમાણે દ્રવ્યની પણ લાલસા રાખી ભગવાનની પટરાણીઓ જે નાગરણોના વેશે બેઠી હતી તેમની મેહેતાજીની પુત્રવધુની અને કુંવરબાઇની શુશ્રતા કરી વખાણ કરવા લાગી. આ પ્રમાણે શ્રીકૃષ્ણ પરમાત્માએ કુંવરબાઇનું વડસાસુના લખાવેલા કાગળમાં લખાવ્યા કરતાં દશગણું મામેરૂ પુર્યું અને બધું લખ્યા પ્રમાણે સહુ સહુને અપાયું કે નહી તેની ફરીથી ચોકસાઈ કરવાના ઇરાદે ભગવાને ફરીથી કુંવરબાઈ પાસે તે પત્ર વંચાવ્યો. વાંચતાં વાંચતાં છેવટમાં બે મોટા પાહાણા લખેલા તે પણ વાંચ્યા એટલે ભગવાને તે શબ્દો શ્રવણ કરી કુંવરબાઇને કહ્યું " બેટા સબુર' સબુર, હજી તે બે મોટા પહાણા આપવાના રહી ગયા " એમ કહી છાબમાં હાથ ઘાલી બે મોટી સોનાની ઇંટો લઇ વડસાસુના પગ આગળ ભગવાને કુંવરબાઇ પાસે મુકાવી અને કહ્યું. "માજી આ છેલ્લા બે મોટ પહાણા લખાવ્યા હતા તે પણ લઇ લ્યો ? હવે કાંઇ વસ્તુ રહી હોય તેમ

જણાતું નથી પછી જે કંઇ રહી જતું હોય તે મને યાદ કરી કહો એટલે સત્વર આપને તે વસ્તુ આપી દેવામાં આવે.” વડસાસુ બોલી “ અમને સર્વસ્વ લેઇએ તે કરતાં બમણું પોહોચી ચુકયું છે. ” પશ્ચાત ભગવાન આપણાં ભક્ત શિરોમણિ નરસિંહ મેહેતાને કહેવા લાગ્યા કે “ ભક્ત નરસીંહ કહો મામેરૂં વીગેરે સર્વ કાર્ય પતી ગયું હવે અન્ય કંઈ આપની ઇચ્છા છે. જે ઇચ્છા હોય તે સત્વર નીવેદન કરો, એટલે તરત તે તમારી ઇચ્છા હું પરીપુર્ણ કરૂં. મહેતાજીએ કહ્યું ” પ્રભુ મારે માટે કે મારા કુટુંબને માટે તો મારે હવે કાંઈપણ માગવાની ઈચ્છા નથી પણ અમારી નાગરની કોમ માટે એક વચન માગવાની ઇચ્છા છે તે જો આપો તો કહું “ભગવાન બોલ્યા ” ભક્તરાજ ખુશીથી માગો જે વચન માગશો તે હું આપવા તૈયાર છું માટે જરા પણ સંકોચ ન ધરતાં બેલાશક જે માગવું હોય તે માગી લ્યો ? “ નરસિંહ મહેતાએ કહ્યું ” ત્યારે ભગવન્ એટલું વરદાન આપો કે કોઇ નાગર નાગો ભુખ્યો ના રહે અને રાજકીય કામોમાં હોદ્દાઓ ભોગવે ? ” ભગવાને કહ્યું “ જા તથાસ્તુ ” આટલું કહી ભગવાને યાદવો અને પટરાણીઓ સહિત વિદાયગીરી લીધી. મામેરૂં સંપુર્ણ થયું એટલે કુંવરબાઇનેપણ પ્રસૂતિ અર્થે કુંભ શ્રીફળ ઈત્યાદિ આપી સારૂ મુહુર્ત જોઇ તેના પિતા જોડે તેને પીયેર વળાવી ત્યાં કુંવરબાઇ મહેતાજીને ઉતારે આવી કે તરત

મહેતાજીએ તથા તેમના સાધુઓના સાથે પેલી સખળ ડખળ થઇ ગએલી વેહેલ તૈયાર કરી કુંવરબાઇને તેમાં બેસાડી. અને જ્યાં જુનાગઢ તરફ પ્રયાણ કરવાની તૈયારી કરી કે એકદમ કુંવરબાઇની નણંદ મેહેતાજી પાસે દોડતી દોડતી આવી પ્હોંચી અને મેહેતાજીને કહેવા લાગી કે "જાઓ જાઓ મહેતાજી આખી નાગરિન્યાતને વસ્ત્રાભૂષણની પેહેરામણી કરી અને મારી આ નાની સરખી પાંચ વરસની દીકરી જરાપણ ન સાંભરી હયો આ મને આપી તે સાડી પાછી મારે નથી જોઇતી. એટલી મારી છોકરી ના સાંભરી તો મારે તમારી સાડી લઇને શું કરવું. પેહેલી મારે તો છોકરી અને પછી હું આ પ્રમાણે નણંદના શબ્દો શ્રવણ કરી પાછી કુંવરબાઇ વેહેલમાં બેઠી બેઠી પિતાને કહેવા લાગી પિતાજી, મારી નણંદની છોકરીને કંઇએ ન અપાય તો તો ભુડું પડશે અને આખી ન્યાતમાં વગોવશે. આપણી પાસે પણ એક કાપડાનો કકડો સરખોએ રહ્યા નથી કે તેને આપીયે હે પિતાજી હવે શું કરીશું." મહેતાજી કહેવા લાગ્યા "પુત્રી ધીરજ રાખ આપણી પાસે એક કાપડાનો કડકો રહ્યો નથી પણ તે આપણા લક્ષ્મીવરના દરબારમાં કોઈ વસ્તુની ખોટ નથી, વળી મહેતાજી કુંવરબાઇની નણદી તરફ ફરીને તેણીને કહેવા લાગ્યા "બાઈ તમારી છોકરીને પણ મળશે શાંતી રાખો ?" એમ કહી મહેતાજીએ તાળ હાથમાં લઇ પાછી શ્રીકૃષ્ણપરમાત્માની સ્તુતી

કરવા માંડી. એટલે પરમાત્માને દ્વારીકામાં ચીંતા થઇ જેથી લક્ષ્મીજીને બોલાવી કહેવા લાગ્યા " જુઓ આપણે ભક્ત સુતાનું મામેરૂ પુરીને આવ્યાં પણ કુંવરબાઈની નણંદની છોકરી રહી ગઇ જેથી રૂડુ પાડી મેહેતાજીને જુનાગઢ જતાં જતાં અટકાવી ઉભી રહી છે માટે અવશ્ય તેને કઇ આપો ? " લક્ષ્મીજીએ કહ્યું " જેવી ભગવાનની આજ્ઞા " એટલું કહી લક્ષ્મીજીએ એક ઝરકશીની ભરેલી કીમતી ચોળી અંતરીક્ષ રહી અધરથી નાંખી જે મેહેતાજીના પગમાં આવીને પડી એટલે તરત મેહેતાજીએ લઇ પેલી નણંદની છોડીને આપી નણંદ લઇ રાજી થતી થતી ઘર તરફ વળી અને મેહેતાજીએ જુનાગઢનો રસ્તો લીધો. આ મામેરૂ ભગવાને પુર્યાની વાત આખા જુનાગઢમાં પ્રસરી ગઈ હતી જેથી જે જે નાગરો મેહેતાજીની નિંદા કરતા હતા તે તે માત્ર તેમના ભાઇ સારંગધર મેહેતા સીવાયના સર્વ નાગરો મેહેતાજીને વખાણવા લાગ્યા અને તેમને પરમાત્માના પરમ ભક્ત ગણી પુજ્ય માની સ્તુતી કરવા લાગ્યા. કુંવરબાઇને લેઇ સાધુઓ સંઘ સહીત મેહેતાજી જુનાગઢ આવ્યા અને મેહેતાજી નિત્ય નીયમ પ્રમાણે નીરંતર કૃષ્ણ કિર્તનમાં વખત ગુજારવા લાગ્યા. એમ કરતા નવ માસ પુરા થયા એટલે કુંવરબાઇને પુત્ર પ્રસવ્યો અને ત્યાર પછી થોડા માસે કુંવરબાઇનો પતી ગુજરી ગયો જેથી વીધવા થઇ.

કુંવરબાઈનો પુત્ર પણ ગત થઇ ગયો. આથી કુંવરબાઈ તથા તેની બાલી જુઠીબાઇ અને મેહેતાજી ત્રણે હરી ભક્તીમાં દીવસ ગુજારવા લાગ્યા.

## છેલ્લી કસોટી અને વિજય.

વાંચનાર હવે આપણા નરસિંહ મહેતાનું સંસારી કામ પુર્ણ થયું અને હવે એની કસોટીનો વખત આવ્યો છે તે કસોટીમાંથી નરસિંહદાસને કૃષ્ણચંદ કેવી રીતે મદદ કરી રાજા માંડલીકનો ગર્વ ઉતારે છે તે નીચેની હકીકત પરથી માલમ પડશે.

બીજે દીવસે માંડલિક રાજા દરબાર ભરીને બેઠો એટલે તરત તેણે અનંતરાયની ફરિયાદ ઉપરથી નરસીંહ મેહેતાને પકડી રજુ કરવાનો હજુરીઓને હુકમ કર્યો. હજુરીઓ મેહેતાજીને બોલાવવા ગયા તે દરમ્યાન સારંગધર અને અનંતરાય જેટલું મેહેતાજીની વિરૂદ્ધ બોલવું હતું તેટલું બોલ્યા. અનંતરાયે કહ્યું "મહારાજ એ નરસૈયો ઘણો અનાચાર કરે છે. બાળ વીધવાઓને અને સધવાઓને ભોળવીને ભજનના બ્હાને તેમની સાથે વ્યભીચાર કરે છે. મારા ઘરમાં પણ એ લુણ હરામે જાદુ કર્યું છે કે હંમેશ મારી સ્ત્રી તેને મંદીરે ભજનમાં બેઠો હોય ત્યાં જઈ તેને પાણી પાઇ આવે છે. વળી તે વાતની મેં ખાત્રી પણ કરી જોઈ એમ કહેવાય છે કે તે તેની મામીના સિવાય બીજા કોઇના હાથનું પાણી કદી પીતો જ નથી, તે મારો ભાણેજ થાય છે. એકવાર તો

મારી સ્ત્રીને તેમ કરતાં અટકાવવા મેં તેને ઓરડા-માં પુરી તાળુ માર્યું અને કુંચી મારા ઘુંજામાં ઘાલી પછી એ ભગતડાને ત્યાં ગયો અને જોયું તો વખ-તસર મારી સ્ત્રીએ આવીને તેને પાણી પાયું કહો મહારાજ આમ ઉઘાડે છોગે દેખીતો હડહડતો અનાચાર થાય તે અમારી નજરે કેમ જોવાય તેનો અન્નદાતા ખ્યાલ કરવો જોઇએ ” રાજા માંડળિક અનંતરાયનું કેહેવું સાંભળી કહેવા લાગ્યા “ અનં-તરાયજી તમે નજરે જોયાનો કોઇ સબળ પુરાવો તમારી પાસે છે ? ” અનંતરાયે પ્રત્યુત્તર વાળ્યો, “ અન્નદાતા મારી સાથે સારંગધર મહેતા હતા અને તેમણે અને મેં પ્રત્યક્ષ તે જોયું હતું ” મંડળિકે સારંગધરને પુછી ખાત્રી કરી ત્યારે પેલા ચડાવી રાખેલા સન્યાસીઓ સહિત સારંગધરમહેતા એક તરફ ઉભા હતા તેમણે વધારે જોર દઇ અનંતરાયની હકીકતને ટેકો આપ્યો અને કહ્યું “ રાજન એ નરસૈયો મારો નાનો ભાઇ છે તો તેથી શું સત્ય કહેવામાં શામાટે પ્રમાણિક માણસે પક્ષપાત કે શરમ રાખવી જોઇએ મારે સ્પષ્ટ કહેવું પડશે કે એ ભજનનું નામ દઇ અતિ અનાચાર ભરેલા કબાડાં કરે છે વ્યભીચાર કરે છે અને લોકોને જાદુ કરી અનેકના માલ પચાવે છે. ભંડા-રાઓ કરી સંત સાધુઓ જમાડે છે અને પોતે પોતાની મામી, પોતાની પુત્રવધુ વગેરેથી જાર રમે છે માટે અન્નદાતા ? જરૂર શિક્ષાને પાત્ર છે ” આ

હકીકત શ્રવણ કરી રાજા માંડળિકે સન્યાસીઓ તરફ દ્રષ્ટિ કરી સારંગધરને કહ્યું કે " આ સન્યાસીઓને અત્રે સારંગધરજી શા માટે લાવવામાં આવ્યા છે ? " આ સાંભળી સારંગધરે જવાબ દીધો " અન્નદાતા આ સન્યાસીઓ લાવવાનું ખાસ કારણ એટલુંજ છે કે એ નરસૈયો કાળા અક્ષરને કુટી મારે તેવો છે છતાં મોટા જ્ઞાનીની પુછડી થઇને બેઠો છે અને એવો તો ખોટો ડોળ ઘાલે છે કે મારા જેવો તત્વજ્ઞાની પુછડી કોઇ નથી તે આવે કે આ મહાત્માઓ તેની સાથે થોડી વાર શાસ્ત્રાર્થ કરશે એટલે આપને સત્વર તેના દંભનું પોગળ જણાઇ જશે અને તેથી આપણને ખાત્રી થશે કે તે કેવળ જુઠો ભેખધારી, વ્યભિચારી અને દંભીછે. માત્ર લોકોના ધનમાલ હરણ કરવા માટે તેણે આવો પાખંડ ચલાવ્યો છે. " રાજા માંડળિક આ સાંભળી સારંગધરની હકીગત માની સમ્મતિ આપી કહેવા લાગ્યો " ઠીક છે ત્યારે એ લબાડને આવવા દો પછી પરિક્ષા કરાવીએ" આટલું કહેતામાં મહેતાજી તો કૃષ્ણકિર્તન કરતા; હાથમાં તાળ અને બીજા હાથમાં કૃષ્ણપ્રતિમા સહિત રાજા માંડળિકે જરા ક્રોધ કરીને મેહેતાજીને કહ્યું " નરસિંહરામ તમારા મામાની મરજી નહિં છતાં તમે તમારી મામીને હરરોજ પાણીપાવા બોલાવો છો તે માટે તમારે શું કહેવું છે ?" મેહેતાજી બોલ્યા " વિવેકી રાજન એ કંઈ મારા આગ્રહથી આવતાં નથી અને તેમ છતાંએ મારા

મામાએ તેમને થોડા દિવસ અગાઉ ઓરડામાં પુરી મેલ્યાં ત્યારે મારા વહાલા કૃષ્ણચંદ્રે તેમનું સ્વરૂપ લઈ મને પાણી પાયું હતું બાકી જાદુ બાદુ હું તો બાપલિયા કંઇએ જાણતો નથી એક મારા પ્રાણ- ધાર પ્રિતમ નટવરલાલનું, અને તે સચરાચર રખિ- કેશનું રટણ કરી જાણું છું" આ સાંભળી રાજા માંડળિક કેહેવા લાગ્યા " નરસિંહરામ એ તમારા બધા ઢોંગ, તમારૂં બધું પોગળ, તમારો બધો ભ- ક્તિને નામે છુપો અનાચાર એ સર્વ મારા જાણ- વામાં આવ્યા છે નરસિંહ મેહેતાએ પ્રત્યુત્તર વાળ્યો "હે કાનના કાચા નૃપતિ, આ બધી વાતો તમને કોઇએ તકંટી બનાવી કહી હોય તેમ લાગે છે; હે ભલા રાજન મારે તો દંભે નથી, અનાચારે નથી; માત્ર જયરાધા, અને રાધેકૃષ્ણના નામ સિવાય અ- ન્ય કશુંજ હું કરતો નથી રાત્રિ અને દિવસ માત્ર તેના રટણમાંજ ગુજારૂં છું પછી મારી સાથે ગમે તે કોઈ આવી ભજનમાં ભાગ લેતો તેને મારે રોક- વો અને તેથી તેના આત્માને દુભાવવો એ કરવાની મને મારા વહાલાની મનાઇ છે" સારંગધર આટ- લું કહેતામાં બોલી ઉઠયા અને કહેવા લાગ્યા "હવે એ વહાલો અને વહાલી કરે નહિં ચાલે મોટી પં- ડીતાઇની વાતો કરી જ્ઞાનીનું પુછડું થઇને બેઠો છે તો હવે આ મહાત્માઓની જોડે શાસ્ત્રાર્થ કર ? એટલે સોરઠેશ્વરની ખાત્રી થાય કે તે મિથ્યા તારો ખોટો દંભ છે" સારંગધર એટલું કહી રહ્યા કે

વારત પેલા વિતંડાવાદી સન્યાસીઓ પૈકીમાંથી એક આગળ આવીને કહ્યું "હાં હાં ઐસા બડા જ્ઞાનીકા બેટા બન ગયા હૈ ઔર રામકીચોંકો નચવાતા હૈ પરંતુ ષટશાસ્ત્રી ઔર ચતુર્વેદ સંપન્ન હુવે બિના તેરે નાચને કુદનેસે હરિ મિલેગા નહિ. તેરેસે તો યે પોપટભી અચ્છા કે રામનામ કે ઉચ્ચાર કો યે ભવસાગરસેં પાર ઉતર જાતા હૈ. મિથ્યા ભક્તિ ઔર જ્ઞાનકા દંભીહોકે દુનિયાકે ઠગતા હૈ. જાનતા નહિ કે કદાચિત સમર્થ વિદ્વાનસે શાસ્ત્રાર્થ કરનેકા યોગ આ ગયા તો ફિર સબ દંભ પ્રકટ હો જાયગા. ઈશ્વર વસ્તુ કયા હૈ ઈસકા અર્થ કયા હૈ ઔર ઈસ કા તાત્પર્ય કયા હૈ યો તુમ બડા ભગત બનકે બેઠા હૈ તો કહદે ? જાનતા હૈ ?" નરસિંહ મહેતાએ એ સર્વ વિતંડાવાદી સન્યાસીઓને જોતામાં એનો સાર શો હશે તે હું જાણુતો નથી આપ જાણુતા હોય તો કહો ?" આ સાંભળી મહારાજ બોલ્યા "હમારે જેસા પ્રથમ સન્યાસી હો જા ફિર આવ હમારે પાસ તેરેકો સર્વ સાર પઢાકે બતાયગે શાસ્ત્ર પુરાન ચારોં બેદ શ્રુતિ સ્મૃતિ ઈત્યાદિ સબ તેરેકો પઢાયંગે" આ સાંભળી મહેતાજી બોલ્યા, "મહારાજ હું તો મારા શ્રીકૃષ્ણ પ્રભુના નામ સિવાય કશામાં સાર જોતા નથી. કારણુ કે જ્યાં સુધી આત્માતત્વ ચિન્યો નહીં ત્યાં સુધી સાધના સર્વ જુઠી. અર્થાત્ જ્યાં સુધી તે મારા આતમ શ્રીકૃષ્ણુચંદ્રનું જ્યોતિમય ચૈતન્યસ્વરૂપ ઓળ-

જ્યું નથી ત્યાં સુધી મહારાજ એ તમાસ વેદના પોથાં અને કર્મ ઉપાસના ધ્યાન ધારણા અને સમાધિ બધું એ નકામું જ સમજજો. જો એમ માથું મુંડાવે ભગવાન મળતા હોય તો કેટલાં ઘણાંએ મુંડાવેછે તેમને કયારનાએ મળ્યા હોય જો એમ કપાળ ઉપર અને આખા શરીરે રાખનો કંટેવાળો કરવાથી ભગવાન મળતા હોત તો કુંભારના ઘરનું ગધેડું દીવસમાં ત્રણ ચાર વાર રક્ષાસ્નાન કરે છે તો તેનેજ કયારનાએ મળ્યા હોય પણ મહારાજ એમ દંડધારી. કે મઠધારી. કે હઠધારી થવાથી એકદમ આતમારામ ઓળખાતો નથી પણ રાત દિવસ તેની લગનીમાં રેહેનારનેજ ઓળખાય છે. એમ કહી પોથાં થોથાં ઉથામી વિદ્યાનો દૂર ઉપયોગ કરવાથી ઇશ્વરનો સાર જણાતો નથી પણ વિદ્યાભણીને તેનો સદુપયોગ કરવાથીજ વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત થયું કહેવાય છે. પગ તળે રેલો અને પારકી વાતો કરવાથી કે. જુઠાને સાચો અને સાચાને જુઠો ઠરવાથી કંઈ પ્રભુ મળતા નથી એ તો કેવલ શુદ્ધ પવિત્ર અને સાચા ભક્તોનેજ મળે છે " આ પ્રમાણેના નરસિંહ મેહેતાના વચન શ્રવણ કરી રાજા માંડલિક અને તેનો આખો દરબાર સ્તબ્ધ થઇ ગયો અને પેલા સંન્યાસિઓતો બોલતા ચુપ થઇ ગયા. રાજા આ બધું જોઇ પોતાના મન સાથે વિચારવા લાગ્યો કે એકદમ નરસીંહરામની ખરી પરિક્ષા થતાં સુધી કોઈ પણ રીતે તેને હેરાન કરવાની જરૂર

નથી વખતે દ્વેષભાવથી " જાતે જાતને ખાય, એ કહેવત પ્રમાણે અનંતરાય અને સારંગધરે મસલત કરી તેને ખરાબ કરવાને ઇરાદે આ બધી ખટપટ કરી હોય તો પણ કોને ખબર ? માટે નરસિંહરામની બરોબર કસોટી કરી સંપૂર્ણ પરિક્ષા ન કરવામાં આવે ત્યાં સુધી તેને માનપૂર્વક દરબારમાં સ્થાન આપવું. " પ્રિય વાંચકવૃંદ ભક્તના બેલી ભગવાન છે એ વાત લેશ પણ ખોટી નથી. રાજા માંડલિકના હૃદયમાં ઉપર પ્રમાણે સ્ફુરણ થતાં તેણે મેહેતાજીને કહ્યું " ભક્ત નરસિંહરામ, આવો તમારી પરીક્ષા બરાબર થાય ત્યાં સુધી મારી સમક્ષ આ આસન ઉપર બિરાજો માત્ર આપની ખાત્રી મને થાય ત્યાં સુધી આપને અહીંથી જવા દેવામાં નહીં આવે " નરસિંહ મેતાએ કહ્યું " હે ન્યાયશીલ રાજન્ પરમાત્મા તમને જે ન્યાય પુર્વક બુદ્ધિ સુઝાડે તે તે પ્રમાણે મારી ખાત્રી કરી પછી મને જવા દો જો કે મારે મન તો પૃથ્વીના સર્વ સ્થળ તેજ મારા અંતરયામી સચરાચર ભગવાનની છે એટલે ઘર કે દરબાર મારે તો જ્યાં હશે ત્યાં આનંદથી ભજન થશે. મને એથી કંઈ હર્ષ શોક નથી." આ વચન કહી મેહેતાજીને રાજા માંડળીકે જ્યા આસન બતાવ્યું ત્યાં જઇને બેઠા એટલે પેલા અનંતરાય, સારંગધર સન્યાસીઓ તથા બીજા દરબારી નોકર વર્ગ ઉભા રહેલા તેમની આંખોમાં શનીશ્વર આવ્યો કે " આ નરસીંહ તોહોમતદાર

છતાં રાજાની સમક્ષ નાંખેલા આસન ઉપર બેઠા છે અને આપણે ઉભા રહ્યા છીએ ખરેખર એ જાદુગર છે એટલે રાજાને પણ ભોળવાઇ જતાં વાર લાગતી નથી પશ્ચાત રાજા માંડળીકે દરબાર સમક્ષ નરસીંહ મેહેતાને કહ્યું "નરસીંહ ભક્ત એક ફુલનો હાર બનાવી અહીં મંગાવું છું અને તે હાર આ તમારા હાથમાં જે કૃષ્ણ દામોદરની પ્રતીમા છે તેને બધાની સમક્ષ પેહેરાવું છું બાદ તેને મારા રાજ્યમેહેલમાં આવેલા કૃષ્ણમંદીરને ચારે તરફ તાળાં દઇ બંધ કરી આવું છું પછી તે તમારી કૃષ્ણદામોદરની મુર્તી તે મંદીરના ચોકમાં અમારા બધાની સમક્ષ પ્રત્યક્ષ આવી પોતાના ગળામાંથી તે હાર કાઢી તમને પેહેરાવી જશે તો હું અને મારી રઇયત તમે સાચા શ્રી હરીના ભક્ત છો એવું ખાત્રી પુર્વક સ્વકારીશું માટે કેમ કહો એ મારી વાત માન્ય છે ?" મેહેતાજી આ પ્રકારના રાજા માંડળીકના વચન શ્રવણ કરી પ્રસન્ન ચીત્તે કહેવા લાગ્યા. "નીતીજ્ઞ રાજન ઘણી ખુશીની સાથે મારો પ્રાણાધાર પાતળીયો દ્વારીકાધીશ મારી પત રાખશે અને આપને મારા તરફની સંપુર્ણ ખાત્રી કરી આપશે માટે ખુશીથી લ્યો આ મારા વહાલા કૃષ્ણ દામોદરની મૂર્ત્તિ અને જ્યાં આપની ઇચ્છા હોય ત્યાં મૂકી દો ત્યારબાદ આપને મારા હૃદયમાં રહેલા અને રાત્રી દીવસ જેનું નામ લીધાં કરૂં છું એવા શ્રીહરિનો મને પુરણ ભરૂસો છે આટલું બોલી નરસીંદાસ

શાંત થઇ બેસી રહ્યા. રાજા માંડલીક મુરતી લઇ મંદીરમાં મુકી અને નરસીંહને તે મુરતીની પાસે ઉભા રહેવાનું કહી પોતે બારણાં બંધ કરી દરબારમાં ચાલ્યા ગયા ત્યાર પછી નરસીંહરામને હારના માટે ચિંતા થવા લાગી અને હરિનું ધ્યાન ધરવા લાગ્યા તે જ વખતે અડધી રાત્રે કૃષ્ણચંદ્ર એકદમ ઉઠી નરસીંહની ભક્તિથી પ્રસન્ન થઇ પોતે નરસીંહનું રૂપ લઇ જે કેદારો ગીરો મુકયો હતો તે છોડાવી લઇ અને તેની પહોંચ નરસીંહને અંતરીક્ષ આપી પોતે વીદાય થયા ત્યારપછી નરસીંહ પહોંચ જોઇ ખુશી થયા અને કેદારો છોડાવી લાવ્યા એવું જાણી પોતે છોડાવેલો રાગ ગાવાનો શરૂ કરયો કે તુરત હાર મુરતી ઉપર આવી ગયો અને પ્રભાતમાં રાજા, દરબાર, રૈયત તમામ મહાજન એકી નજરે જોયાં કરે અને છેવટે રાજાએ નરસીંહને પગે પડી પોતાની અપરાધની માફી માગી ચાલ્યો ગયો. આવી રીતે નરસીંહરામ ભક્તિમાં દીવસો ગુજારતાં ઘણાં વખત વીતી ગયાં અને છેવટે આ સંસારનો ત્યાગ કરી પોતે વૈકુંઠમાં વાસ કીધો.



